જાડા અથવા પાતળા કટકા ફાડી શકાય એવી રીતે ફાચર મૂકી શકાય છે. નિશાળમાં લખવાને સ્લેટ વપરાય છે એટલુંજ નહિ પણ વળી બીજાં કામો માટે વપરાય છે. કદાચ ઘરનાં છાપરાં બનાવવાને તે ઘણી વપરાય છે. આ કારણ માટે નિશાળની સ્લેટની માફક ફાડી શકાય છે કે કાપી શકાય છે પછી દરેકની ટુંકી બાજુમાંની એકની વચમાં એક કાણું પાડવામાં આવે છે. છાપરાના ભારોટીઆને લાકડાની સાંકડી પટીઓ ખીલા મારીને જડવામાં આવે છે અને સ્લેટોની હારને આ કાણામાંથી લાકડાંની આ પટીઓ સાથે ખીલા મારવામાં આવે છે. સ્લેટ એવી રીતે ગોઠવવામાં આવે છે કે સ્લેટની દરેક હારની નીચેનો ભાગ તેની નીચેની બીજી હારના મથાળાં પર આવે છે. સ્લેટની આ ગોઠવણ છાપરામાં થઈને વરસાદનું પાણી આવતાં અટકાવે છે. છાપરાંને મથાળે જ્યાં સ્લેટની હાર મળે છે ત્યાં સ્લેટની ઉંચામાં ઉંચી બે હારની વચમાં થઇને આવતાં પાણીને અટકાવવાને ગોળ વાળેલાં નળીઆં મુકવામાં આવે છે. જો તમે નિશાળની જુની સ્લેટ જુઓ ને પછી નવી જુઓ તો તમે તેની વચમાં ઘણો તફાવત જોશો. આ જુની સ્લેટ નવી કરતાં વધારે કાળા રંગની હોય છે અને તે વધારે લીસી હોય છે. આનું કારણ શું છે ? એનું કારણ એ છે કે જુની સ્લેટનો ઉપયોગ કરવાથી ઘસાઇને સાફ થયલી હોય છે. પેન વડે તેની પર લખવું અને હમેશાં હાથવતી અથવા વાદળી કે ચીથરાં વતી સાફ કરવી તે ખરેખર સ્લેટને ઘસીને કરવાનું છે. કેટલાક છોકરાની પોતાની સ્લેટ સાફ કરવાની ઘણી ગંદી રીત હોય છે. સ્લેટને હમેશાં ભીની વાદળીથી સાફ કરવી જોઈએ, જયારે તેને બીજી રીતે સાફ કરવામાં આવે છે ત્યારે તે ચિકણી થઇ જાય છે અને કોઇ વખતે ખરાબ વાસ મારે છે. જે સ્લેટો બરાબર રીતે સાફ ન કરેલી હોય તે વાપરવાથી છોકરાઓ માંદા પણ પડી જાય છે.

---

## પાઠ ૭ મો.

### એક સરદારના છોકરાનું હાલરડું.

અરે મારાં નાના બાળક, તું છાનો રહે. તારો બાપ સરદાર હતો. તારી મા એક સ્ત્રી હતી. બંને મનોહર અને ખુબસુરત હતાં. મારા વહાલા બાળક મિનારા ઉપરથી જે જંગલ અને ખીણો આપણે જોઇએ છીએ તે સઘળી તારી માલિકીની છે. અને જો રણશીંગડું મોટેથી વાગે છે તોપણ તેની બીક રાખતો નહિ. તારી આરામ લેવાની જગ્યાની જે પહેરો ભરનાર ચોકી ભરે છે તેને

બોલાવવાને પાત્ર છે. તારાં બિછાના પાસે કોઈ દુશ્મન આવી પહોંચે તે પહેલાં આપણા રક્ષકોના કામઠાં વળી જશે તથા તરવારો લોહીથી રાતી થશે. અરે મારાં વહાલાં બાળક, તું છાનો રહે. વખત જલદી આવશે કે જ્યારે તારી ઉંઘમાં રણશિંગડાં ને પડઘમથી ખલેલ પડશે ત્યારે મારા વહાલા મુગો રહે ને તારી મરજી હોય ત્યાંસુધી ઉંઘ કારણ કે જેમ માણસ મોટો થતો જાય તેમ લડાઇમાં ભાગ લેતો થાય છે અને જેમ દિવસ થતો જાય તેમ માણસ જાગે છે.

---

## પાઠ ૮ મો.

### જેસનની મુશિબતો ભાગ ૧ લો.

એક વખત પેલીયાસ નામનો એક ઘાતકી ગ્રીક રાજા હતો જે પોતાના મોટા ભાઇ પાસેથી રાજ્ય પચાવી પડયો. જ્યારે આ ભાઇ મરી ગયો ત્યારે તે જેસન નામનો એકનો એક છોકરો મૂકી ગયો જે પેલીયાસને બદલે રાજા થવો જોઇતો હતો. જ્યારે જેસન બાળક હતો ત્યારે પેલીયાસે તેને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો. એમ છતાં તે બાળકને તેના માબાપના મિત્રોવડે બચાવવામાં આવ્યો અને તેને એક ઘરડા અને ડાહ્યા નિશાળના મહેતાજીએ ઉછેરીને મોટો કર્યો. જેસન મોટો થયો ત્યાર એક ઉમદા જુવાન નિવડયો અને પછી પોતાના બાપનું રાજ્ય મેળવવાનો દાવો કરવાને પેલીયાસ રાજાના શહેર તરફ નીકળ્યો. રસ્તામાં જેસનને એક ઝરાના પાણીમાંથી ચાલવાનું હતું કે જે ઝરો ઉંડો અને જોસમાં વહેતો હતો. જેવો તે ઝરો ઓળંગતો હતો તે વખતે તેની એક પાવડી નીકળી પડી અને તે પાણીમાં ઘસડાઈ ગઇ, તેટલા માટે જેસનને એકજ પાવડી પહેરીને શહેરમાં જવાની જરૂર પડી. જ્યારે પેલીયાસ રાજાએ એક ઉઘાડા પગ વાળા અજાયબ જેવા જુવાન માણસને જોયો ત્યારે તેને ઘણી બીક લાગી કારણ કે તેને ચેતવણી આપવામાં આવી હતી કે એક પાવડીવાળો માણસ કોઈ દીવસ તેને તેની ગાદી પરથી ઉઠાડી મૂકશે. ધાસ્તીથી ફીકકો પડી જઇને તેણે પૂછ્યું તમે કોણ છો અને જ્યારે તેણે જાણ્યું કે એ ઉમદા જુવાન મારો ભત્રીજો છે ત્યારે જો જેસન કોલચિસમાંથી સોનેરી ઉન તેને લાવી આપે તો તે રાજ છોડી દેવાનું તેણે તેને વચન આપ્યું. હવે આ સોનેરી ઉન કોલચિસના રાજાની માલિકીનું હતું તેને ઓકના ઝાડ સાથે ખીલાથી જડેલું હતું અને ઝાડ નીચે એક ભયંકર માથાવાળો સાપ પડેલો હતો જે કદી ઉંઘતો નહિ અને કોઇપણ હથિયાર જે કદી બનાવવામાં આવ્યું હોય તેનાથી

કદી મારી શકતો નહિ. ઘણા માણસોએ તે સોનેરી ઉન લેવાનો યત્ન કર્યો હતો, પણ ફોગટ, કારણ કે તે સાપે તેના શરીરના અવયવના કકડે કકડા કરી નાંખ્યા હતા. પેલીયાસે એવી આશા રાખી કે જેસનને પણ મારી નાંખશે અને જયારે મારો ભત્રીજો મરી જશે ત્યારે હું શાંતિમાં રહેવાને શકિતવાન થઇશ. પોતાની સામા શું ભય છે તે જેસન જાણતો હતો પણ તેની સામે થવાને તે બ્હીતો નહોતો અને નીકળવાને એકદમ તૈયાર થયો. ઘણા બહાદુર જુવાન લડવૈયા ગ્રીસના પહેલવાનોએ તેની સાથે સામેલ થવાને માંગણી કરી અને તેઓએ પહાડ ઉપરનાં ઝાડો કાપ્યાં અને તેને માટે અજાયબ જેવું વહાણ બાંધી આપ્યું. આરગસ નામનો એક પહેલવાન વહાણ બાંધવાની કળા વિષે બધું જાણતો હતો તેથી વહાણ કેવી રીતે બાંધવું તે તેમને કહ્યું, અને તેઓએ તે વહાણ બાંધનારના નામ ઉપરથી તે વહાણનું નામ આર્ગો રાખ્યું. જે પહેલવાનોએ તે વહાણમાં સફર કરી તેઓ તે વહાણના નામ ઉપરથી આરગોનટસ કહેવાતા હતા. તેમાં પચાસ પહેલવાનો હતા તેથી આર્ગોમાં હલ્લેસાં માટે પચાસ જગ્યા હતી. જેવો પવન અનુકુળ નીકળ્યો કે તરતજ આર્ગોનોટસે વહાણ હંકાર્યું. તેઓએ ઘણાં સાહસ કામ કર્યાં પણ તે વિશે હું તમને હમણાં બધું કહી શકતો નથી. એક જગ્યાએ વહાણને બે મોટા ખડકની વચમાં થઇને પસાર થવાનું હતું કે જયારે કોઇ ચીજ તેની વચમાં થઇને જાય ત્યારે બંને ખડક એક બીજા સાથે જોરથી અથડાતા અને પછી ફરીથી પાછા એકઠા થઇ જવાને તૈયાર રહેવાને જુદા થઈ જતા. આ ભયંકર ખડકોની વચમાં થઇને તે સહી સલામત પસાર થઇ ગયું તે વિષે તમે કેવું ધારો છો? હું તમને તે કહીશ. આર્ગોનોટસ પાસે આવ્યા ત્યારે તેઓએ એક ખબુતર છોડી મુકયું જે ખડકની વચમાં થઇને ઝડપથી ઉડી ગયું. ખડકો એક બીજા સાથે જોરથી અથડાયા; પણ તે ખબુતર એટલી ઝડપથી ઉડી ગયું કે ફકત તેની પૂંછડીનું છેલ્લું પીંછુ તે ખડકની વચમાં આવી ગયું, પછી ખડકો જુદા પડી ગયા અને ફરીથી તે એકઠા થાય તે પહેલાં આર્ગોનોટસો પોતાથી બને તેટલા જોરથી હલ્લેસાં મારીને તેની વચમાં થઇને પસાર થઇ ગયા. તેઓ વખતસરજ પસાર થઇ ગયા કારણકે ખડકોએ વહાણના પાછલા ભાગનો એક કટકો ભાંગી નાંખ્યો હતો. ઘણા અઠવાડીયાં પછી આર્ગોનોટસો કોલ્ચિયસ આવ્યા અને જેસન તે દેશના રાજા પાસે સોનેરી ઉન પોતાને આપવાની માંગણી કરવાને કિનારે ગયો. રાજાએ જેસનને કહ્યું કે તને સોનેરી ઉન મળશે પણ તારે પહેલાં બે

કામ કરવાં પડશે; તારે પિતળના ગોધાને જોડવા પડશે અને એક મોટું ખેતર ખેડવું પડશે અને તારે આ ખેતરમાં દાંતો વાવવી પડશે.

---

## પાઠ ૯ મો.

## જેસનની મુસીબતો ભાગ—૨ જો.

પિતળના ગોધા ભયંકર પ્રાણી હતા જેને લોઢાં ને પત્થરના બાંધેલા તબેલામાં સાંકળથી બાંધવામાં આવ્યા હતા. તેના ગોઢાં ને નસકોરામાંથી તેઓ ભડકા ઉડાડતા જે કોઈ તેની પાસે આવતાં તેને બાળી નાંખતા. સાપના દાંત ગોધાના કરતાં પણ વધારે ભયંચર હતા કારણકે જયારે તેને વાવવામાં આવતા ત્યારે જે કોઇએ તે વાવ્યા હોય તેને મારી નાંખવાને તેયાર હથીયારબંધ માણસો તરીકે તેઓ કુદકો મારીને ઉત્પન્ન થતા. જેસન ને જે કરવાનું હતું તે જે સઘળાએ સાંભળ્યું તેની ખાતરી થઈ કે તે મરી જશે. રાજાની છોકરી જેનું નામ મીડીયા હતું તે જેસન માટે ઘણી દીલગીર થઇ અને તેણે તેને કહયું કે હું તને મદદ કરીશ. તે એક જાદુગર હતી અને તેણે તેને તેના ઝેરી હાથ ને પગ, તેની તરવાર અને તેના બખતર પર ચોપડવાને મલમ આપ્યો. આ મલમ ગોધાના મુખમાંથી નીકળતી અગ્નિની જ્વાળામાંથી તેને બળતો બચાવે અને તેની તરવારને એટલી કઠણ અને તીક્ષ્ણ બનાવે કે ને સહેલાઇથી લોઢાની આરપાર પેશી જાય. તેથી જેસને આ મલમ પોતાના શરીર ને બખતર ઉપર ચોપડયો અને જે તબેલામાં પિતળના ગોધા રાખ્યા હતા ત્યાં ગયો. જયારે તે પશુઓએ તેને જોયો ત્યારે તેઓએ ભયંકર રીતે મોટેથી બરાડા પાડયા અને જવાળામુખીની માફક ધુમાડા અને ભડકા મોંહમાંથી કાઢયા. જેસન બીધો નહિ પણ તેમની સાંકળ છોડી નાંખી અને તબેલામાંથી તેમને ખેંચીને બહાર કાઢયા. જેવામાં તેના એક મિત્રે તેઓની ગરદન પર ધુંસરી મુકી તેવામાં તેણે તેમનાં નાક જમીન તરફ વળેલાં રાખ્યાં જેથી કરીને તેઓ તેના મદદ કરનારને બાળી નાંખી શકે નહિ. ગોધા છલંગ મારીને કુદ્યા પણ જેસને હળ એટલી મજબુત રીતે પકડી રાખ્યું કે તેઓ નાશી જઇ શકયાં નહિ. તેઓએ ફાંફાં માર્યાં અને લડયા; પણ જેસન તેઓનો ધણી હતો (તેનાં કરતાં જબરો હતો) અને તેણે તેમને ખેતર ખેડવાની ફરજ પાડી. પછી જેસને સાપના દાંતની માંગણી કરી અને રાજાએ તે તેને આપ્યાં ખેતર ઉપર તેને કાળજીથી વાવતો તે ગયો અને જયારે તે પુરૂં કરી રહ્યો ત્યારે તે ઉંઘી ગયો. સુર્યાસ્ત વખતે તે જાગ્યો અને

ખેતર તરફ જોયું. ત્યાં તેણે હથિયારબંધ માણસને જમીનમાંથી ઉગી ઉભા થતા જોયા. કેટલાક કમર સુધી ઉગી નીકળ્યા હતા. કેટલાક જમીનમાંથી તરતજ ડોકીયા કરતા હતા ને કેટલાક તેના પર હલ્લો કરવાને તૈયાર હતા. જેના હાથ છૂટા હતા તેઓ પોતાની તરવાર હલાવતા હતા, તેઓના ભાલા આમ તેમ હલાવતા હતા અને તેની તરફ બૂમ પાડતા હતા. આ સઘળા દુસ્મનો સાથે હું કેવી રીતે લડી શકીશ તે જેસન ધારી શકયો નહિ પણ મીડીયા એકવાર ફરીથી તેનો મિત્ર થઈ (મદદે આવી). તેણે હથિયારબંધ માણસો વચ્ચે એક મોટો પત્થર ફેંકવાને તેને ફરમાવ્યું. આ પ્રમાણે તેણે કર્યું અને જે માણસોના પગ જમીનની બહાર નીકળ્યા હતા તેમાંના બે ત્રણને આ પત્થર વાગ્યો. દરેકે વિચાર્યું કે બીજાએ તેને માર્યો હતો અને તેઓએ જયાં સુધી એકબીજાને મારી નાંખ્યા ત્યાં સુધી તેઓ પોતપોતાની વચ્ચે લડવા મંડયા. તે દરમ્યાન જે હજી જમીનમાંથી બહાર નીકળતા હતા તેનાં માથાં કાપી નાંખતો જેસન ખેતરની આસપાસ દોડયો. આ રીતે સઘળા હથિયાર-બંધ માણસોને મારી નાંખવામાં આવ્યાં અને જેસને સોનેરી ઉનની માંગણી કરી. રાજાએ તેને તે કયાં છે તે કહ્યું, અને જેસન તે લેવાને નીકળ્યો. એકવાર ફરીથી મીડીયાએ તેને મદદ કરી. તેણે તેને સખ્યાબંધ મંત્રની બનાવેલી પૂરી આપી જેથી જે કોઇ તે ખાય તે ઉંઘમાં પડે. આ પુરીઓ જેસને સાપ તરફ ફેંકી જેણે અકરાંતિયાની પેઠે તે ખાધી અને એકદમ તે ઉંઘતો થઇ ગયો. જયારે તે સાપ ઉંઘી ગયો ત્યારે જેસને જે ખીલાથી ઉનને જડી રાખ્યું હતું તે ખીલા ખેંચી કાઢયા અને પોતાના ઝભા નીચે તેને સંતાડયું. સોનેરી ઉન મેળવવામાં આવ્યું અને જેસન પોતાની સાથે મીડીયાને લઇને આર્ગો ઉપર આવ્યો ને ગ્રીસ તરફ વહાણ હંકાર્યું. ઘણાં સાહસ પછી તે સહીસલામત રીતે ત્યાં આવી પહોંચ્યો અને રાજા થયો. તે પોતાની પાસે રાણી તરીકે મીડીયા સહીત પોતાના બાપની ગાદીએ બેઠો.

---

## પાઠ ૧૦ મો.

## માર્ચ મહિનામાં લખેલી લીટિઓ.

મરઘો કુકરેકુક કરે છે, ઝરો વહે છે, નાનાં પક્ષીઓ ચીંચીં કરે છે, સરોવર ચળકે છે, લીલું ખેતર તડકામાં ઉંઘે છે (શાંત છે). સૌથી ઘરડાઓ ને સૌથી જુવાનો, સૌથી જોરાવર માણસો સાથે કામ કરે છે, ઢોર ચરે છે, તેનાં માથાં

કદી ઉંચકતાં નથી. (ખાવામાં એટલાં મશગુળ થઇ ગયાં છે કે માથુ ઉંચું કરતાં નથી) તે ચાળીસ ઢોરો એકજ ઢોર ચરતું હોય તેમ દેખાય છે. એક હારી ગયલાં લશ્કરની માફક બરફ ભયથી નાસી ગયું છે અને ઝાડ ખુલ્લી ટેકરીનાં મથાળાં પર ગરીબ અવસ્થામાં છે, હળ ફેરવનાર છોકરો બૂમ પાડે છે. જલદી જલદી પહાડ ઉપર ખુશાલી છે. ઝરામાં ગતિ છે, નાનાં વાદળાં પસાર થાય છે, આસમાની આકાશ ફેલાયલું છે, વરસાદ પૂરો થયો છે ને જતો રહ્યો છે.

---

## પાઠ ૧૧મો.

### પાણીનું કામ.

આપણે જાણીએ છીએ કે ખેડુતોને પોતાના પાકને માટે પાણી આવવામાં વરસાદ કેવો ઉપયોગી છે, પણ આ ઉપરાંત તે બીજી ઘણી ચીજો કરે છે. ચાલો આપણે બહાર જઇએ અને આ ચીજોમાંની કેટલીક કઈ છે તે શોધી કાઢવાને પ્રયત્ન કરીએ. રસ્તાની બાજુએની આ નાની ખાઇ તરફ જુઓ. તમે ત્યાં શું જુઓ છો ? પાણીનો એક ઝરો પણ તે કંઈ પુરતું નથી. તે કાદવ-વાળું પાણી છે. તમે કહો છો કે કાદવવાળું ઘણું સાધારણ છે એટલું સાધારણ કે જે મોટું કામ તે કરે છે તેનો આપણે વિચાર કરતા નથી. કાદવ કયાંથી આવે છે ? ખાઇની બાજુએથી, રસ્તા ઉપરથી, ખેતરમાંથી, જે જમીન ઉપર વરસાદ પડે છે તે બધી જમીન ઉપરથી. આ કાદવ શેનો બનેલો છે ? તે જમીનની રજકણનો બનેલો છે. જમીન ખડકની રજકણોની ઘણીખરી બનેલી છે. વરસાદ કઠણ ખડકમાંથી ખેડુતને માટે મટોડું બનાવવામાં મદદ કરે છે અને હવે આપણે જોઇએ છીએ કે તે વળી તેની પાસેથી મટોડી ચોરી લઇ જાય છે. કોઇ કોઇ વાર તે બધી મટોડી ધોઈ નાખે છે, અને ખડકને ઉઘાડો રહેવા દે છે. હવે આપણે જાણીએ છીએ કે કાદવ કયાંથી આવે છે, અને પછી તે કયાં જાય છે તે આપણે શોધી કાઢવું જોઈએ. તમે જુઓ છો કે તે સઘળું ટેકરી પરથી નીચે જાય છે. આ ખાઇમાંનું પાણી તેને કોઈ નદીમાં લઈ જશે, અને નદી તેને દરિયામાં લઇ જશે. પહેલાં કાદવ નદીને તળીએ બેસી જશે. જો નદી ધીમે ધીમે વહેતી હશે તો તે કાદવ જાણે સ્થિર પાણીના વાસણમાં તે ઠરી જાય તેમ ઠરી જશે. પણ તે ત્યાં હંમેશાં રહેશે નહિ. જયારે ધોધ-માર વરસાદ આવે છે ત્યારે નદી પાણીથી તદન ભરાઇ જશે અને ઘણા જોરથી વહેશે અને તેની કાદવવાળી ખાડીને ધોઇ કાઢશે. પછી આ કાદવ

દરીયામાં ઘસડાઈ જશે અને તેને તળિયે સ્થિર બેસશે. હિંદુસ્તાનમાં નદીમાંનું ઘણું ખરૂં પાણી દરિયામાં જતું નથી. તે નહેરો મારફતે પાણી પહોંચાડવાની રીતથી ખેતરો ઉપર લઇ જવામાં આવે છે અને ચોખા અને ઘણા પાક ઉગાડવામાં વપરાય છે. કોઇ કોઈ વખત નદીઓ કે નહેરોમાંથી તળાવ ભરવામાં આવે છે. નદીથી ઘસડાઈ આવેલો કાદવ ખેતરો ઉપર ફેલાઇ જાય છે અથવા તળાવને તળીએ ઠરી જાય છે. તે ખેતરને ફળદ્રુપ બનાવે છે પણ થોડા વખતમાં તળાવને પૂરી નાંખે છે. તમો જાણો છો કે ઝરા અને નદીઓ હંમેશા ખીણોમાં માલમ પડે છે. હમેશાં પાણીના વહેવાને લીધે ખીણો થઇ જાય છે. તેઓ ધીમે ધીમે નદી અને નાના ઝરાઓ જે તેમાંથી વહે છે તેનાથી ખણાય છે. આ ખાઈ તરફ ફરીથી જુઓ. જયારે ને ખાઇ કપાઇ ત્યારે તે તદન સીધી હતી; પણ હવે તેની બાજુઓ કોઇ કોઇ ઠેકાણે પડી ગયલી છે, અને ખાઈ વધારે ને વધારે પહોળી થતી જાય છે. શહેરનું પાણી જે નદીઓ તમે તમારા નકશામાં જુઓ છો તેની માફક તેને તરતજ વાંકીચૂંકી બનાવશે. વધારે નાના ઝરા જે તેમાં વહે છે તે સહિતની નદી જયાં જમીન નરમ હોય છે ત્યાં પહોળી ખીણ ખોદી કાઢે છે. પછી ખડકો અને જમીનના વધારે કઠણ ભાગો ટેકરી તરીકે રહે છે. આપણી ટેકરીઓમાંની ઘણી ખરી આ રીતે બની છે—તેની પાસે વધારે નરમ જમીનના ઘસાઇ જવાથી એ ઘણું અજાયબ જેવું નથી જણાતું કે ટેકરીઓ વહેતાં પાણીથી બને! આપણે જોયું છે કે આપણી ખાડીમાં કાદવ કયાંથી આવે છે અને કયાં જાય છે. હવે આપણે શોધી કાઢવું જોઇએ કે તેનું શું થાય છે. ભારે વરસાદ પછી નદીના મુખની આસપાસનો દરિયો કિનારાથી ઘણે દુર કાદવવાળો હોય છે. ધીમે ધીમે કાદવ નીચે તળિયામાં જાય છે અને ત્યાં ઘણાં પાતળા પડમાં પથરાય છે. જેમ જેમ વરસ પસાર થાય છે તેમ તેમ રેતી અને કાદવનાં નવાં પડો નીચે બેસે છે. આના વજનથી અને તેની ઉપરનાં પાણીથી બધો ઢગલો સખત અને મજબુત થાય છે અને આખરે બદલાઇને ખડક થાય છે. આ રીતે આપણો કાદવવાળાં પાણીનો ઝરો નવા ખડકો બનાવવાને જુની ખડકોને ભાંગી નાંખવામાં અને તેને દરિયામાં ઘસડી લઇ જવામાં રોકાયલો છે. કોઈ દહાડો દરિયાનું તળીયું પાણી ઉપર ઉંચુ આવે છે અને આગલો ખડક ત્યારે સુકી જમીન બનાવે છે. નદીથી ઘસડાઈ આવેલો કાદવ વારંવાર નદીના મુખ આગળ એક રેતાળ ટેકરો અથવા રેતીના ખડક બનાવે છે. આ ભાઠું કહેવાય છે. વહાણોને નદીમાં પસાર થવા દેવાને ભાઠામાંથી કોઇ કોઇ વખતે ખાઈ

ખોદાય છે. કેટલીક નદીમાં રેતી અને કાદવનું આ ભાઠું જયાં સુધી તેનો એક ટાપુ બને છે ત્યાં સુધી વધે છે. ત્યાર પછી નદીને બે મુખ થાય છે. અકેક તે ટાપુની દરેક બાજુએ. આસ્તે આસ્તે આ મુખમાંનું દરેક આ રીતે ટાપુઓથી બંધ થઇ જાય છે. અને નદી નવી નવી શાખાઓને મુખમાં વહેંચાઇ જાય છે. આ પ્રમાણે કાદવ સંખ્યાબંધ ટાપુ બાંધે છે જે નીચે ભીનાશવાળી જગ્યાનો ભાગ બને છે. આ રીતે બનેલી જમીનનો કટકો ડેલ્ટા નદીના મુખ આગળની ત્રિકોણ આકારની બનેલી જગ્યા કહેવાય છે જે નામ નાઈલ-ના મુખ આગળની નીચી ચપટી જમીનને પહેલ વહેલું અ.પવામાં આવ્યું હતું. હિંદુસ્તાનમાંની ઘણી નદીઓને ડેલ્ટા હોય છે તેમાંની ગંગા, બ્રહ્મપુત્રા ઈરાવદી ગોદાવરી ને કૃષ્ણા છે. આ ડેલ્ટાના કાદવથી બનેલી જમીન ઘણી ફળદ્રુપ હોય છે તેથી કરીને નીચલો બંગાળા, મદ્રાસમાં ગોદાવરી અને કૃષ્ણા અને નીચલો બ્રહ્મદેશ હિંદુસ્તાનના ચોખા ઉગાડનારાં પરગણાં છે.

---

## પાઠ ૧૨ મો.

### આંધળો છોકરો.

જેને લોકો પ્રકાશ કહે છે તે કઇ ચીજ છે તે અરે કહો, જેનો હું કોઇ દિવસ ઉપભોગ કરી શકીશ નહિં. આંખનું શું સુખ છે તે અરે તમારા ગરીબ આંધળા છોકરાને કહો. જે અજાયબ જેવી ચીજો તમે જુઓ છો તેની તમે વાત કરો છો, તમે કહો છો કે સૂર્ય ચકચકીત રીતે પ્રકાશે છે અને તેની ગરમી લાગે છે પણ તે દીવસ કે રાત કેવી રીતે કરે છે. જયારે હું ઉંઘું છું કે રમુ છું ત્યારે હું મારો દીવસ કે રાત હું મારી મેળે બનાવું છું અને હું હમેશાં જાગતો હોઉં ત્યારે મારે મને તે હમેશાં દીવસ હશે. ઘણા નિસાસાથી મારા નિરાધાર દુ:ખો માટે વારંવાર દિલગીર થતાં હું તમને સાંભળું છું, પણ ખચિત ધીરજથી જેની મને ખબર ન પડે તેની ખોટ હું સહન કરૂં છું. તમારે જે મને કદી મળી શકવાની નથી તે મારાં મનની શાંતિનો નાશ થાય નહિ. જયારે આ પ્રમાણે હું ગાઉં છું ત્યારે અગરજો હું એક ગરીબ આંધળો છોકરો છું તોપણ હું રાજા છું.

---

# પાઠ ૧૩ મો.

## નદી.

આપણે જોયું છે તે પ્રમાણે નદી ખીણોમાંથી પસાર થાય છે. મુખ્ય નદી અને નાની નદીઓ જે તેને મળે છે તે દરેકને પોતાની ખીણ હોય છે. આ સઘળી ખીણોથી નદીનું તળાયું ખીણ પ્રદેશનું બને છે. બીજા પાના ઉપરના દક્ષિણ હિંદુસ્તાનના નકશા તરફ હવે જુઓ. પશ્ચિમ કિનારા પાસે પશ્ચિમ ઘાટની હાર તમે જુઓ છો. આ ટેકરીની હારની એક બાજુએ જે વરસાદ પડે છે તે હિંદી મહાસાગરમાં જાય છે. જે બીજી બાજુએ પડે છે તે બંગાળાના ઉપસાગરમાં વહે છે. આના જેવી ટેકરીની હારને આપણે નદીઓની મૂળભૂમિ અથવા નદીનાં પાણીને જુદી પાડનાર ટેકરી કહીએ છીએ કારણકે જે પાણી તેના પર પડે છે તેને તે જુદું પાડે છે. જેવી રીતે જે વરસાદ ઘરનાં છાપરાં પર પડે છે તેનો એક ભાગ એક બાજુએ જાય છે અને થોડો ભાગ બીજી બાજુએ જાય છે તે પ્રમાણે થોડો ભાગ એક બાજુએ અને થોડો ભાગ બીજી બાજુએ જાય છે. જે જગ્યાએથી નદી શરૂ થાય છે તે તેનું મૂળ કહેવાય છે. આનો અર્થ એવો થતો નથી કે તેનું સઘળું પાણી તે એક જગ્યાએથી આવે છે. મૂળ ખીણ પ્રદેશની સૌથી લાંબી જેમ આપણે કહીએ છીએ તેમ મુખ્ય નદીની શરૂઆત છે. જ્યારે મુખ્ય નદી હજી એટલી નાની હોય છે કે તમે તેના ઉપરથી કુદકો મારી શકો. ત્યારે તેમાં વહેતી બીજી નાની નદીઓ હોય છે, અને આમાંની દરેકને તેનું પોતાનું મૂળ હોય છે. નાની નદીઓ જે મુખ્ય નદીઓમાં વહે છે તે તેની શાખાઓ કહેવાય છે, કારણકે તેઓ તેની પાસે પાણીની ખંડણી કે ભેટ લાવે છે. નદીની બંને બાજુની જમીન તેના કિનારા કહેવાય છે. જો તમે જે દિશામાં નદી વહે છે અથવા નદીના મુખ તરફ તમે ચાલતા હો તો તમારા જમણા હાથ તરફની જમીન જમણો કિનારો અને ડાબા હાથ ઉપરની ડાબો કિનારો કહેવાય છે. કિનારાની વચ્ચેનો ભાગ જ્યાં નદી વહે છે તે નદીનો પટ અથવા તળીયું કહેવાય છે. જે જગ્યાએ નદી પોતાનું પાણી દરિયામાં નાંખે છે તે તેનું મુખ કહેવાય છે. કોઇ કોઈ વખત મુખ પહોળું હોય છે. અને આપણે ભાગ્યેજ કહી શકીએ કે નદી કયાં પૂરી થાય છે અને કયાં દરિયો શરૂ થાય છે. આવું નદીનું મુખ અખાત કહેવાય છે. નદીનાં મુખ પાસે જ્યાં જમીન સપાટ હોય છે ત્યાં જેમ કલકત્તા પાસે હુગલીમાં અને લંડન પાસે ટેમ્સમાં ભરતી આવે છે તેમ કોઇ વખત ઘણા માઇલ સુધી ભરતીની વખતે નદીની ખાડીમાં ભરતી ચઢે

છે. નદીની ખાડી જ્યાં મોટાં વહાણો જઇ શકે એટલી ઉંડી હોતી નથી ત્યાં આ ઘણું ઉપયોગી છે. આપણી ઘણી નદીઓમાં વહાણો ખાડીમાંથી નદી તરફ જઈ શકે તે પહેલાં ભરતીને માટે તેઓને ખોટી થવું પડે છે. તમે કદી કોઇ માણસ વિષે સાંભળ્યું હશે કે જે જ્યાં સુધી નદીનાં પાણી તેની પાસેથી વહી જાય ત્યાં સુધી નદીને કિનારે બેઠો હોય કે જેથી કરીને જોડા ભીના થયા વગર પેલે પાર ચાલી શકે. હું ખાત્રીથી કહું છું કે તમે તેને મૂર્ખો ધાર્યો હત. પણ જો તેણે તમને પૂછયું હત કે નદી સુકાઇ ગયા વગર તેનાં પાણી કલાક પછી કલાક અને દિવસ પછી દિવસ કેવી રીતે પાછાં ઉતરી જાય તો તમે તેને શું કહેત. ઉન્હાળામાં કેટલીક નદીઓ વહેવાનું ચાલુ રાખે છે એમ કેમ ? ટેકરીમાં કેટલીક નદીઓનાં મૂળ જોઈને શોધી કાઢવાને ચાલો આપણે પ્રયત્ન કરીએ. કદાચ આપણને માલમ પડે છે કે જમીન ઘણી ભીની અને ભિનાશવાળી હોય છે. વાદળીની માફક તે પાણીથી ભરપુર છે. જ્યારે આવી જમીન ઉપર વરસાદ પડે છે ત્યારે તે એકદમ વહી જતો નથી. ઉન્હાળામાં પણ જમીન ભિનાશ વાળી હોય છે અને તેમાંથી પાણી ધીમે ધીમે નદીમાં પડે છે. જ્યારે વરસાદનું પાણી જમીનમાં થઇને નીચે જાય છે ત્યારે તે કોઇ વખત એક ખડક કે મટોડીના પડ ઉપર આવે છે જેમાં થઈને પસાર થઈ શકતું નથી. ત્યારે શું થાય છે ? તે જમીનની નીચે નાના ઝરા અથવા ખાબોચિયાના આકારમાં આ પડ ઉપર થઇને વહે છે. પણ જમીનની નીચે વહેતું નથી. ટેકરીની બાજુએ કોઈ જગ્યાએ તે પરપોટા થઇને આવે છે અને જેને આપણે ઝરો કહીએ છીએ તે બનાવે છે. ઘણી નદીઓનું મૂળ ઝરામાંથી નીકળે છે. ઝરાઓને જમીનની નીચેથી પાણી પુરૂં પાડવામાં આવે છે, તેથી સુરજના તાપથી તેઓ સહેલાઇથી સુકાઈ જતા નથી અને તેઓ ઉન્હાળામાં ને શિયાળામાં વહે છે. ઝરાનું પાણી સૌથી ગરમ રૂતુમાં પણ વારંવાર ઘણું ઠંડુ હોય છે. ઘણી નદીઓનાં મૂળ સરોવરમાં હોય છે. સરોવરનું પાણી થોડુંક ઝરામાંથી કે વહેળામાંથી અને થોડુંક જે વરસાદ તેમાં પડે છે તેમાંથી આવે છે. વરસાદની રૂતુમાં સરોવર ભરેલું હોય છે અને ગરમ રૂતુ કરતાં વરસાદના મહિનામાં વધારે પાણી તેમાંથી વહે છે પણ તે કદી સુકાતું નથી આપણે જોઈએ છીએ તેમ નદીઓને જુદી જુદી જાતનાં મૂળ હોય છે. ભિનાશવાળી જગ્યા, ઝરા ને સરોવરો. પણ તેનું સઘળું પાણી વરસાદ ને બરફમાંથી આવે છે. દરેક નદીનું ખરેખરૂં મૂળ આકાશમાં હોય છે. આપણા સઘળા ઝરા અને સરોવરો અને નદીઓને જે પાણી આપે છે તે વાદળાં છે.

# પાઠ ૧૪મો.

## મૂર્ખવણકર છોકરી.

એક ગામડાના અમુક બાગમાં માત્ર વણકરો રહેતા હતા. એક દિવસ એક નાની વણકર છોકરી ઘર વાળતી હતી અને જ્યારે તે વાળતી હતી ત્યારે તેણે પોતાના મનમાં કહ્યું કે મારાં બાપને, માને, મારા સઘળાં સગાં વહાલાં આગળનાં રહેનારાં છે. જો હું આ ગામમાં પરણું અને વળી અહિયાં સ્થાયિ રહું તો સારૂં થાય, જેથી કરીને હમે બધાં સાથે રહી શકીએ. પણ તેણે કહેવાનું જારી રાખ્યું કે જો હું વળી અહિયાંજ પરણું અને મારે છોકરો થાય અને જો મારો છોકરો માંદો પડે ને મરી જાય તો અરે મારી કાકીઓ, મારી બ્હેનો અને મારા મિત્રો કેવાં આવે અને તેઓ કેવી રીતે તેનો શોક કરે? તે આ પ્રમાણે વિચાર કરતી હતી તેથી તેણે પોતાની સાવરણી ભીંતની સામે મુકીને રડવા મંડી. તેની કાકીઓ અને મિત્રો અંદર આવ્યાં અને તેને આવાં દુઃખમાં જોઈને તેઓ સઘળાં પણ રડવા મંડયાં. પછી તેનો બાપ તેની કાકી અને તેના ભાઇઓ આવ્યાં અને તેઓ પણ ઘણુંજ રડવા મંડયા. પણ શું થયું છે? કોને માટે તું રડે છે તે કહેવાનું તેમાંના કોઈને ડહાપણ નહોતું. આખરે જ્યારે થોડા વખત સુધી ઘોંઘાટ અને રડવાનું જારી રહ્યું ત્યારે એક પાડોશીએ કહ્યું, તમારા શું માઠા ખબર છે? અહિંયાં કોણ મરી ગયું છે? એક પોકેપોક મૂકીને રડનારા કાકાએ જવાબ આપ્યો કે હું જાણતો નથી. આ સ્ત્રીઓ જાણે છે. તેમાંની એકને પુછો. આ વખતે તે જગ્યાએ પટેલ આવ્યો અને બૂમ પાડીને કહ્યું, અરે ભલા માણસ આ ખળભળાટ બંધ કરો અને શું થયું છે તે ચાલો આપણે શોધી કાઢીએ. અને તેણે એક ઘરડી સ્ત્રીને પુછ્યું કે ગામડામાં આ બધો ખળભળાટ શા માટે છે? તેણે જવાબ આપ્યો કે હું કેવી રીતે કહી શકું? જ્યારે હું અત્રે આવી ત્યારે મેં આ વણકર છોકરીને કોઇ બાબત રડતી જોઇ. પછી આ વણકર છોકરીને પુછવામાં આવતાં તેણે કહ્યું, હું એટલા માટે રડતી હતી કે હું વિચાર કર્યા વગર રહી શકી નહિં, કે જો હું આ ગામમાં પરણું અને મને એક દીકરો થાય અને જો મારો છોકરો માંદો થાય અને મરી જાય તો સઘળી મારી કાકીઓ, મારી બ્હેનો, અને મારાં મિત્રો મારી આસપાસ આવે અને હમે સઘળાં તેને માટે કેવા વિલાપ કરીએ. આ વિચારથી મને રડવું આવ્યું આ જવાબ સાંભળીને પટેલ અને સઘળા લોકો હસવા લાગ્યા.

---

# પાઠ ૧૫મો.

## ક્રિકેટ.

જેવી રીતે વાચન આપણા મગજને માટે જરૂરનું છે તેમ કસરત આપણા શરીરને માટે ઉપયોગી છે. વિદ્યાર્થીઓ કેટલીક જુદી જુદી રીતે કસરત કરે છે. તેઓ કવાયત અને કસરત વર્ગોમાં જાય છે, તેઓ ફરવા જાય છે ને તેઓ રમત રમે છે. મુખ્ય રમતો ક્રિકેટ ને ફુટબોલ (પગે દડો મારવાની રમત)છે. આ પાઠમાં તમે ક્રિકેટ વિષે કાંઇ વાંચી શકશો. ક્રિકેટ રમવાની જરૂરની મુખ્ય ચીજો એક ક્રિકેટ રમવાની જગ્યા, બે બેટ, અને એક દડો છ સ્ટંપ અને બેલની બે જોડી હોય છે. ક્રિકેટ રમવાની જમીન બની શકે તેટલી લીસી અને સપાટ હોવી જોઈએ અને છેક નાની હોવી ન જોઇએ. છોકરાઓ ઘણું કરીને પોતાની જમીન પસંદ કરી શકતા નથી પણ ગમે તે રમવાની જગ્યા તેમને મળે તેનો સૌથી સરસ ઉપયોગ કરવાની જરૂર પડે છે. જમીનની વચમાં બાવીશવારની લંબાઈ માપવી જોઈએ અને વિકેટ તેને દરેક છેડે ખોસવી જોઇએ અથવા ઉભી કરવી જોઇએ. દરેક વિકેટ ત્રણ સ્ટંપ ને બે બેલની બનેલી છે અને સ્ટંપ્સને એવી રીતે એકમેકની પાસે જમીનમાં ઉભી કરવી જોઈએ કે તેનાં મથાળાં ઉપર બેલ રહી શકે. ત્યાર પછી તેની લંબાઇને કાટખૂણે જમીન ઉપર સીધી લીટીઓ દોરવી જોઇએ, બે વિકેટની બહારની બાજૂએ એકવાર લાંબી અને બે વિકેટની આગલી બાજૂએ ચાર ફૂટ લાંબી. આ લીટીઓ કોઇ ચોકસ લંબાઈની હોવાની જરૂર નથી પણ બીજા કરતાં જરા વધારે લાંબી હોવી જોઇએ. આ લીટીને ક્રીસ કહે છે, અને વિકેટ આગળનીને બાઉલિંગ ક્રીસ કહે છે. રમનારાઓ ટોળીમાં વહેંચાઈ જવા જોઇએ. એક ટોળીને માટે હમેશાની સંખ્યા અગ્યાર હોય છે પણ દરેક બાજુએ વત્તી ઓછી ચાલી શકે. રમવાની શરૂઆત કર્યા પહેલાં પહેલી કઇ ટોળીએ દાવ લેવો જોઇએ તે નક્કી કરવું જોઇએ. આ હમેશાં સિક્કો ઉછાળીને કરવામાં આવે છે. જે ટોળી સિક્કો ઉછાળવામાં જીત મેળવે છે તેને પહેલાં દાવ લેવો કે નહિ તે પસંદ કરવાનો હક હોય છે. ઘણું કરીને તેઓ દાવ લેવાનું પસંદ કરે છે. બીજી ટોળીને ત્યારે દાવ આપવાનો હોય છે. તેનો સરદાર બે રમનાર દડો ફેંકવાને અને એક વિકેટ સાચવવાને પસંદ કરે છે. દડો ફેંકનારમાંનો એક દડો લે છે અને દડો ફેંકવાને તૈયાર થઇને એક વિકેટની પછવાડે ઉભો રહે છે. વિકેટ સાચવનાર જો દડો દાવ લેનાર પાસે થઇને ચાલ્યો જાય તો તેને ઝીલવાનેબીજી વિકેટની પાછળ ઉભો રહે છે. બીજા રમનારાઓને જ્યારે

દડાને દાવ લેનારથી મારવામાં આવે ત્યારે તેને અટકાવવાને વિકેટની આસ-પાસ જુદી જુદી જગ્યાએ ઉભા રાખવામાં આવે છે. બીજો દડો ફેંકનાર તેમની વચમાં પોતાની જગ્યાએ ઉભો રહે છે. જયારે દાવ આપનાર તઇયાર થાય છે ત્યારે બીજી ટોળીનો સરદાર પહેલાં દાવ લેવાને બે જણને પસંદ કરે છે. તેઓ પોતાના બેટ લે છે ને દરેક વિકેટ પાસે એક જાય છે, પહેલો દડો ફેંકનાર "દડો ફેંકવાની વારી" જેમાં ઘણું કરીને પાંચ દડા ફેંકવામાં આવે છે તે પુરી કરે છે. દાવ લેનારને દડાને પ્રયત્ન કરીને મારવો પડે છે. અને વળી તેને પોતાની વિકેટને અડકતાં અટકાવે છે. તેને વળી તેને મારવાને યત્ન કરવો પડે છે જેથી કરીને તે જમીનને લાગે તે પહેલાં દાવ આપનારા-ઓમાંના એકથી ઝીલી લેવામાં આવે નહિ. જયારે દડો ફેંકવામાં આવે ત્યારે જો દડો વિકેટને લાગે જેથી કરીને એક પણ બેલ પડી જાય તો દાવ લેનાર આઉટ થાય છે અથવા જો તે દડાને એવી રીતે મારે કે તે જમીનને અડકે તે પહેલાં દાવ આપનારાઓમાના એકથી ઝીલી લેવામાં આવે તો તે આઉટ થાય છે. તેણે ક્રીસની અંદરની બાજુએ ઉભાં રહેવાની સંભાળ રાખવી જોઈએ કારણકે જયારે દાવ લેનાર ક્રીસની બહાર હોય ત્યારે તે વડે વિકેટને મારે ત્યારે પણ તે આઉટ થાય છે. જો દાવ લેનારનું બેટ ક્રીસની અંદર જમીનને લાગેલું હોય તો પણ તે ક્રીસની અંદર કહેવાય છે. જો તે દડાને એટલો દુર મારી શકે કે એક દાવ આપનાર તે દડો વિકેટને મારી શકે તે અગાઉ બેઉ દાવ લેનારા એક ક્રીસથી બીજી સુધી દોડી શકે તો એક રન મેળવે છે. જો તે દડાને જોઇએ તેટલો દુર મારે તો એક કરતાં વધારે રન કરે પણ જયારે તે ક્રીસની બહાર હોય ત્યારે જો દડો વિકેટને વાગે તો તે આઉટ થાય છે. જયારે પહેલો દડો ફેંકનાર પોતાનો દડો ફેંકવાની વારી પુરી કરી રહે છે ત્યારે બીજો દડો ફેંકનાર બીજી વિકેટ આગળથી દડો ફેંકવાની એક વારી પુરી કરે છે જે કોઇ દાવ લેનાર દડો ફેંકનારની સામે હોય છે ત્યારે તેને દડો લેવો પડે છે. જયારે એક દાવ લેનાર આઉટ થાય છે ત્યારે તેજ બાજુનો બીજો રમનાર દાવ લેવા આવે છે. જયારે દશ દાવ લેનારા આઉટ થાય છે ત્યારે દાવ પુરો થાય છે ને અગીયારમો દાવ લેનાર નોટ આઉટ કહેવાય છે. જયારે પહેલી ટોળીનો દાવ પુરો થાય છે ત્યારે બીજી ટોળી દાવ લેવા જાય છે અને પહેલી ટોળી દાવ આપવા આવે છે. જો વખત હોય તો દરેક ટોળીને બબે દાવ મળે છે અને જીતનારી ટોળી એ છે કે બંને દાવમાં સાથે મળીને રનોની સૌથી મોટી સંખ્યા કરે છે. કદાચ ક્રિકેટ રમવામાં યાદ

રાખવાની સૌથી અગત્યની ચીજો છે પણ વળી બીજી ઘણી ચીજો છે. સારી રીતે બધા ધારા જાણે છે તેવા બે લવાદ રાખવાનો રિવાજ હોય છે. આ દડો ફેંકવાની વારીમાં દડા ગણે છે અને કહે છે કે એક રમનાર આઉટ છે કે નહિ અને દડો ફેંકનાર ધારા પ્રમાણે દડો ફેંકે છે કે નહિ. વળી એક રન નોંધનાર હમેશાં હોય છે જે એક ચોપડીમાં રન જેમ થતા જાય તેમ નોંધી લે છે.

---

## પાઠ ૧૬ મો.

## વરૂ અને ઘેટું.

જયાં એક મોટો ઝરો મોટા ખડકની નીચેથી વહેતો હતો ત્યાં એક વરૂ પાણી પીતું હતું. તેના મુખ તરફ એક ઘેટું પણ તેની તરસ છીપાવતું હતું. વરૂએ તે ઘેટાંને જોયું કે તરતજ તે તેની પાસે દોડી ગયો અને ઘણા જુસ્સાથી તેને કહ્યું—અરે લુચ્ચા, જે પાણી હું પીઉં છું તે તું ગંદુ કરે છે એ શું ? મેંઢાએ કહ્યું, સાહેબ, તમે ખચ્ચિત જુઓ છો કે પાણી તમારી તરફથી મારી તરફ વહે છે જેથી કરીને તમે જે પાણી પીઓ છો તે હું કાદવ વાળું કરૂં છું એ અશક્ય છે. વરૂએ જવાબ દીધો તું લુચ્ચો છે અને હું જાણું છું કે ગયે વરસે તેં મને ગાળ દીધી હતી. ગરીબ નાનું ઘેટું બીકથી ધ્રુજયું અને કહ્યું, અફસોસ મારા વહાલા સાહેબ તે વખતે હું જન્મ્યું નહોતું. વરૂએ કહ્યું તે તારો ભાઇ હશે. હું ખાત્રીથી કહું છું કે મારે કોઇ ભાઈ નથી. વરૂએ ગુસ્સામાં કહ્યું ત્યારે તે તારો બાપ કે તારી મા હશે. તે કોણ હતું તેની મને ખાત્રી નથી; પણ હું જાણું છું કે તમે સઘળા મને ધિક્કારો છો અને તેટલા માટે તારે તારા કુટુંબના બાકીનાને માટે ખમવું જોઇએ. પછી તે મેંઢા ઉપર કુદી પડયો અને તેને ખાઇ ગયો. કોઇપણ બહાનું ગમે તેવું ખરાબ હોય તોપણ પોતાના ઘાતકીપણા માટે ઘાતકી માણસો સંતોષ પામે છે.

---

## શિયાળ અને બગલું.

એક દીવસ એક શિયાળે એક બગલાને જમવાને નોતરૂં દીધું અને માત્ર તેની અગાડી શેરવાથી ભરેલી એક છાછરી રકાબી મુકી. બગલો પોતાની લાંબી ચાંચથી તે શેરવો લઇ શકયો નહિ જે એમ છતાં શિયાળ એક ક્ષણમાં ચાટી

ગયું. બીજે દીવસે શિયાળની ઠગાઇ માટે તેનું વેર લેવાને બગલાએ તેને જમવાનું નોતરૂં દીધું. આ વખતે ઘણી લાંબી ડોકવાળા વાસણમાં ઉકાળેલા ચોખાનું જમણ હતું. શિયાળ ચોખા સુધી પહોંચી શકયું નહિ પણ બગલો વાસણના તળીઆ સુધી પોતાની લાંબી ચાંચ સહેલાઇથી મુકી શકકયો. તેટલા માટે બગલો પેટ ભરીને જમ્યો પણ શિયાળ ભૂખ્યો ચાલ્યો ગયો. જે લોકો લુચ્ચાઇ કરી બીજાને છેતરે છે તેમણે ધારવું જોઇએ કે બીજા તેમને છેતરશે.

---

## પાઠ ૧૭ મો.

## ખરૂં ઉગવું તે.

ઝાડની માફક એક માણસ કદમાં વધતો જાય તેથી તે વધારે સારો થતો જાય એવું કાંઈ નથી. અથવા ત્રણસેં વરસ સુધી ઓકના ઝાડની માફક રહે અને આખરે એક સુકા પાંદડાં વિનાનું ઠીમચું થઇને પડે. એક દીવસનું કમળ હોય તે અગર જો કે તેજ રાત્રે કરમાઈને મરી જાય તો પણ તે મે મહિનામાં વધારે સુંદર લાગે છે. (કારણ કે) તે હતું ત્યારે એક ચકચકિત ફૂલ હતું. થોડા પ્રમાણની અંદર પણ આપણને સુંદરતા દેખાય છે તેમજ થોડા વખતમાં પણ (વખત જીંવ્યાથી પણ) જીંદગી પરિપૂર્ણ થઇ શકે છે.

---

## પાઠ ૧૮ મો.

## ફુટ બોલ.

જયારે હવા જોઇએ તે કરતાં વધારે ગરમ ન હોય ત્યારે ફુટ બોલ એક સારી રમવાની રમત છે. જમીન સપાટ અને લીસી હોવી જોઈએ અને આસરે એકસો દશવાર લાંબી ને સાઠવાર પહોળી હોવી જોઇએ. દરેક છેડાની વચમાં ગોલ (હદ નક્કી કરવાના ખુંટા) હોય છે. જે ચોવીસ ફુટ લાંબા ને આઠ ફુટ ઉંચા હોય છે. તેઓ બે મજબુત થાંભલાને આડા સળીયાના બનેલા છે. જમીનની ફરતી બધે એક લીટી દોરવી જોઇએ. ઘણું કરીને દરેક ટોળી અગીઆર રમનારાઓની બનેલી હોય છે સામેના ગોલમાંથી દરેક ટોળીને દડો પસાર કરવાને કોશિષ કરવાની હોય છે. આ કરવામાં તેઓ દડો પકડવાને કે તેને મારવાને પોતાનો હાથ કે બાહુનો ઉપયોગ કરી શકતા નથી. તેઓ તેને લાત મારી શકે અને પોતાનાં માથાં અને ખભાથી અથવા પોતાના

શરીરના બીજા કોઇ ભાગથી કે પગથી તેને મારી શકે. અલબત બીજી ટોળી તે દડાને પોતાની ગોલમાંથી પસાર થઈ જતો અટકાવવાને અને તેઓના હરીફના ગોલમાંથી પસાર કરી લઇ જવાની કોશિષ કરે છે. દરેક ટોળીના રમનારા બચાવ અને હુમલા માટે જુદી જુદી જોડીમાં વહેંચાયલા હોય છે. બચાવની રમત રમનારાઓ ગોલ કીપર અને બે બેક હોય છે. હુમલો લઈ જવાની રમત રમનારા પાંચ ફોરવર્ડ હોય છે. બીજા પણ રમનારા હાફ બેકસ હોય છે, જેનું કામ થોડુંક બચાવ કરવાનું અને થોડુંક હુમલો કરવાનું હોય છે. ગોલ સાચવનારો ઘણું કરીને ગોલ પાસે રહે છે અને તેને દડો પકડવાની છુટ છે. તે તેને ઉંચકી લઇ શકે છે, તેને ફેંકી શકે છે અથવા જો તે ગોલથી બાર વારની અંદર હોય તો તે લઇને દોડી શકે છે. બેક રમનારાઓ પોતાની ટોળીના બીજા રમનારને પાછળ રાખે છે, અને પોતાની ટોળીના એક રમનાર તરફ લાત મારીને દડો મેળવવાનો પ્રયત્ન કરે છે. હાફ બેક ફોરવર્ડઝની બરાબર પછવાડે રમે છે. પોતાનાં હરીફનાં ફોરવર્ડઝને તપાસવાનું અને તેમની પાસેથી દડો મેળવવાનો પ્રયત્ન કરવાનો અને તેઓના પોતાના ફોરવર્ડઝના એક તરફ તેને લાત મારવાનું એ બંને હોય છે. તેઓ ફોરવર્ડઝની છેક નજદીક હમેશાં રમે છે; જેથી કરીને કોઈ વખત તેઓ પોતે ગોલને લાત મારી શકે. ફોરવર્ડઝનું મુખ્ય કામ હુમલો કરવાનું છે. જયાં સુધી તે દડો ગોલની એટલો નજદીક જાય કે તેઓમાંનો એક તેને શુટ (ગોલમાં સામો ફેંકી શકે) કરી શકે એટલે કે તેને લાત મારીને ગોલમાંથી પસાર કરવાનો પ્રયત્ન કરી શકે ત્યાં સુધી તે દડાને એકની આગળથી બીજા આગળ પસાર કરીને તેઓ આ કરે છે. જો ફોરવડઝને દડો મળે છે તો તે ધીમે ધીમે લાત મારી દડો લઈ જવાને પહેલાં પ્રયત્ન કરે છે. એટલે બીજી ટોળીના રમનારાને થાપ આપી ધીમે ધીમે લાત મારીને જમીન ઉપર થઇને તેને લઈ જવો. જયારે તે ધારે છે કે પોતે આમ લાંબો વખત કરી શકતો નથી ત્યારે તે બીજા ફોરવર્ડ તરફ તે બોલને પસાર કરે છે અથવા લાત મારી મોકલે છે. એમ કરવામાં આવે તેટલા માટે ફોરવર્ડ રમનારાઓ મેદાનમાં બરાબર આડા એક લાઈનમાં રમે છે. તેઓ બહારની ડાબી બાજુનો અંદરનો ડાબી બાજુનો, મધ્યનો અંદરની જમણી બાજુનો અને બહારની જમણી બાજુનો ફોરવર્ડઝ કહે છે જયારે દડો પોતાના ગોલ નજદીક હોય છે ત્યારે તે દડાને બહાર પસાર કરી દેવાનો પ્રયત્ન કરે છે ત્યારે દડાને અંદર પસાર કરવાનો પ્રયત્ન કરે છે. જયારે રમનારા પહેલ વહેલો દડો જમીન ઉપર મૂકીને લાત

મારવાની તૈયારીમાં હોય છે ત્યારે રમનારાઓની જગ્યા બતાવનારી એક આકૃતિ અત્રે છે. જ્યારે દડો મેદાનની બે બાજુમાંની એક લીટી ઓળંગી જાય છે ત્યારે જે ટાળીએ તેને છેલ્લો હાથ લગાડયો ન હોય તે રમનાર તેને રમવાની જગ્યામાં નાંખે છે. એમ કરતાં તેણે તે દડો પોતાના માથા ઉપર બંને હાથમાં પકડવો જોઇએ. ફૂટબોલ માટે યાદ રાખવાની આ મુખ્ય ચીજો છે. એમ છતાં બીજી છે જે રમતના ધારામાં સમજાવેલી તમને માલમ પડશે. રગબીની રમત આથી જૂદી છે. દરેક ટાળીમાં પંદર માણસ હોય છે. દડો ગોળ હોતો નથી પણ અંડાકૃતિનો હોય છે. અને રમનારાને તે દડો હાથમાં પકડવા દેવામાં આવે છે. રંગિન ચિત્રમાં એક જણને પોતાની બગલમાં દડા સાથે દોડતો જોશો.

---

## પાઠ ૧૯મો.

## હેકટરનું મોત.

બીજી ચોપડીમાં ઓડીશિયસ અને સાઇકલોપ્સની વાર્તા વાંચી તે વાર્તામાં તમે વાંચ્યું કે તે ઈથાકામાં પોતાને ઘેર પહોંચ્યો તે પહેલાં ટ્રાયના ઘેરા પછી દસ વરસ સુધી ઑડીશિયસ રખડયો. તેની રખડપટીની વાર્તા હોમરે પોતાના કાવ્ય ઓડીશીસમાં વર્ણવી છે. પણ તેણે ઇલિયડ નામનું બીજું કાવ્ય પણ લખ્યું જેમાં ટ્રાયના લાંબા ઘેરાની વાત વર્ણવે છે. ટ્રાય શહેર ઘણું કરીને ડાર્ડનલ્સના કિનારા ઉપર એશિયા માઇનરમાં હતું, પણ હમણાં કોઈ જાણતું નથી તે કયાં બરાબર હતું. ટ્રાયના રાજા પ્રાયમને પારિસ નામનો છોકરો હતો, જે મેનીલસ નામના ગ્રીક રાજાની સ્ત્રીનું હરણ કરી ગયો અને તેને પોતાના બાપના શહેરમાં લાવ્યો. તેનું નામ હેલન હતું, અને તેને વિષે એવું કહેવાતું હતું કે આખી દુનિયામાં ને ઘણી ખૂબસુરત સ્ત્રી હતી. જ્યારે મેનીલસને માલમ પડયું કે મારી સ્ત્રીને મારી પાસેથી હરણ કરી ગયો છે. ત્યારે તે ઘણો ગુસ્સો થયો. એકદમ તેણે પોતાના મિત્રોને એકઠા બોલાવ્યા અને પોતાનાં બખ્તર પહેરીને ટ્રાય જવાને તેઓ નીકળ્યા. ટ્રાજનોએ હેલનને આપવાની ના કહી તેથી ગ્રીક લોકે તે શહેર લઇને બાળી મુકવાનો ઠરાવ કર્યો. ઘણા વરસ સુધી તેઓએ તેને ઘેરો ઘાલ્યો પણ તે જીતી શકયા નહિ. કોઇ કોઈ વખત ટ્રાજન પોતાના શહેરના દરવાજામાંથી બહાર ધસી આવતા અને ગ્રીક લોકોને હાંકી કાઢતા. એક વખત તેઓએ તેમને દરિયા કિનારા સુધી

હાંકી કાઢયા અને તેનાં વહાણો બાળી મૂકયાં; પણ ગ્રીકો હમેશાં પાછા આવતા અને ઘેરો અગાઉના જેવો ચાલુ રહ્યો. બંને બાજુ તરફ ઘણાં બહાદુરીનાં પરાક્રમ થયાં અને ઘણાં બહાદુર માણસો લડાઇમાં મરી ગયાં. આ બહાદુર માણસોમાંનો એક પારિસનો ભાઈ હેકટર હતો. તે ઉમદા અને નમ્ર શાહજાદો હતો, પણ લડાઇમાં તે સિંહના જેવો ઝનુની ને ધીરજવાળો હતો. એક દીવસ તેણે ગ્રીક લોકો ઉપર હુમલો કરવાને ટ્રોજનોને શહેરની બહાર લઇ ગયો. એમ છતાં તે નીકળતા પહેલાં તે પોતાની સ્ત્રીની છેલ્લી મુલાકાત લેવા ગયો, તેને પોતાના બાળક પુત્રને ધવડાવતી તે માલમ પડી. હેકટર કીરમજી રંગના પીંછાંવાળી પોતાની ચકચકતી લડાઇની ટોપી પહેરતો હતો અને આથી છોકરો એટલો બીધો કે ધાસ્તીથી તેણે ચીસ પાડી. પોતે પોતાના નાના છોકરાને છેલ્લું ચુંબન કરી શકે તે પહેલાં હેકટરને પોતાની ટોપી ઉતારી લેવાની જરૂર પડી. પછી તેણે પોતાની સ્ત્રીની છેલ્લી મુલાકાત લીધી તે ધારતી હતી કે તે કદી પાછો આવવાનો નથી, અને ઘર આગળ રહેવાને પોતાને ઘુંટણીએ પડી તેની પ્રાર્થના કરી. એમ છતાં હેકટરે તેનું કાંઈ સાંભળ્યું નહિ પણ જલદીથી બહાર ગયો અને પોતાના લશ્કરને મોખરે શહેરના દરવાજામાંથી ગયો. તેની સ્ત્રી પોતાના ઓરડામાં ગઇ જયાં તે એક સુંદર કપડું વણતી હતી. ગ્રીક લોકો બહારની બાજુએ રણક્ષેત્રમાં તેને માટે રાહ જોતા હતા અને તેઓએ તરતજ ટ્રોજનોને શહેરમાં પાછા હાંકી કાઢયા. હેકટર દરવાજા બહાર એકલો રહ્યો. અને ત્યાં એકિલિસ નામનો ગ્રીક રાજા જે તેનો કટ્ટો વેરી હતો તેના ઉપર હુમલો કરવાને તે રાહ જોતો હતો. જેવો એકિલિસ પાસે આવ્યો ત્યારે હેકટર નાશીપાસ થયો ને તે નાસી ગયો. ત્રણ વખત પોતાનો દુશ્મન તેની પાસે ઘણો નજદીક આવ્યો ત્યારે તે સાથે શહેરની આસપાસ દોડયો. હવે ગ્રીક લોકોની એક દેવી પેલાસ એથીની એકિલિસ ઉપર માયા રાખતી હતી, અને હેકટર સાથે તેની લડાઇમાં મદદ કરવાને આવી હતી. તેણે હેકટરની આગળ તેના એક ભાઇના વેષમાં દેખા દીધી અને તેને કહ્યું આપણે બે ખચ્ચિત એકિલિસને મારશું. તેથી હેકટર એકિલિસ જેણે પોતાનો ભાલો ઘુમાવ્યો હતો તેની તરફ બહાદુરીથી ધસ્યો. હેકટરે પોતાનું માથું નીચું નમાવ્યું અને ભાલો તેની ઉપર થઇને ગયો અને તેની પછવાડે જમીનમાં ચોંટયો. પછી પેલાસ એથીનીએ એકિલિસને ભાલો પાછો આપ્યો પણ હેકટરે આ જોયું નહિ તેથી તેણે પોતાનો ભાલો ઘુમાવ્યો પણ તે એકિલિસની ઢાળને વાગ્યો અને તેને કાંઇ ઇજા કરી નહિ. હેકટરે બીજા ભાલા માટે પોતાના

ભાઇની પાસે માંગવાને તેને બોલાવ્યો પણ કોઇ ભાઇ ત્યાં નહોતો અને ત્યારે તેણે જોયું કે દેવીએ મને છેતર્યો છે. તેણે પોતાની તલવાર ખેંચી. એકિલિસ ઉપર ધસ્યો પણ સઘળું ફોગટમાં થયું. એકિલિસે પોતાનો ભાલો હેકટરની ગરદનમાં ઘોંચીને વિંધી નાંખ્યો. પછી એકલિસે મુડદાંને પોતાના રથ સાથે બાંધ્યું જેથી કરીને માથું ધૂળમાં પાછળ ઘસડાયું અને ઝડપથી ગ્રીસનાં વહાણ તરફ ઘસડી ગયો. હવે પ્રાયમ અને ટ્રોયના સઘળા લોકો શહેરના કોટ ઉપરથી લડાઇ તપાસતા હતા અને જ્યારે તેઓએ હેકટરને કપાયલો જોયો ત્યારે વિલાપ અને રડવાનો ઘોંઘાટ થયો. તેની સ્ત્રીએ તે સાંભળ્યો અને પોતાના ધણીના મુડદાંને ગ્રીસના વહાણ તરફ ઘસડાતું જોવાને વખતસર દોડતી આવી. એકલિસે કહ્યું હતું કે કુતરાઓએ હેકટરના મુડદાંને ખાવું જોઇએ, પણ ઓલિમપસના દેવોમાંનો મુખ્ય દેવ ઝીયસ ટ્રોજનોને ચાહતો હતો અને તેમને આવી રીતે નામોશી લાગવા દીધી નહિ. તેટલા માટે તેણે હરમીઝને પ્રાયમ પાસે મોકલ્યો અને તેને એકલિસ પાસે જવાને અને પોતાના છોકરાનું મુડદું પાછું આપવા વિનંતિ કરવાનું કહ્યું. વળી ઝીયસે એકિલિસ પાસે તેને આપી દેવાનું કહેવાને એક દેવીને મોકલી. તેટલા માટે જ્યારે પ્રાયમને ગ્રીસનાં વહાણ તરફ હરમિસથી લઇ જવામાં આવ્યો ત્યારે તે જે મૂલ્યવાન ભેટ લાવ્યો હતો તે એકિલિસે લીધી અને તેને મુડદું આપ્યું. નવ દિવસ સુધી જનોએ જ્યાં સુધી તેઓએ એક મોટી ચિતા બનાવી ત્યાં સુધી લાકડાં એકઠાં કર્યાં અને દશમે દિવસે રડારોળ અને વિલાપ કરીને તેઓએ હેકટરનું મુડદું તેનાપર બાળ્યું.

---

## પાઠ ૨૦ મો.

## મેમ રાણી.

એક નાની પરી રાત્રે આવે છે, તેની પાંખ ઉપર રૂપેરી રંગના ચાઠાંવાળી, તેની આંખો ભુરી છે, તેના વાળ ઝાંખા રાતા રંગના છે. અને ચંદ્રમાંમાંથી તે પાંખ ફફડાવીને નીચે ઉતરે છે. તેની પાસે નાનો રૂપેરી જાદુઇ દંડ છે અને જયારે એક સારૂં છોકરૂં ઉંઘી જાય છે ત્યારે તે પોતાનો જાદુઇ દંડ જમણી ગમથી ડાબી ગમ હલાવે છે અને તેના માથાની આસપાસ ગોળ ફેરવે છે. અને પછી તેને ખુશકારક ચીજોનું સ્વપ્નું આવે છે. પરીની માછલીથી

ભરેલો ફુવારો અને જે ઝાડો ઉપર સ્વાદિષ્ટ ફળ ઝુંકતા હોય છે. અને તેની ડાળીઓ ઇચ્છા કરે તેમ નીચે નમાવે છે તેવા ઝાડોનો; અને સુંદર ફૂલો જે કદી કરમાતાં નથી તેમાંથી સુંદર સુગંધથી ભરેલા લતા મંડપનો, અને ચકચકિત માખીઓ જે તડકામાં ચકચકે છે અને અંધારામાં પ્રકાશતા આગીઆ કીડાના, અને ગીતો ગાવાને અને વાર્તા કહેવા માટે બક્ષેલી જીભવાળાં વાત કરતાં પક્ષીઓનો અને પરીની ટેકરીઓ અને પરીની ખીણોમાંથી રસ્તો બતાવવાને સુંદર ઠીંગણાં માણસોના. પણ જ્યારે એક ખરાબ છોકરૂં ઉંઘે છે ત્યારે ડાબી બાજુથી જમણી બાજુએ તે ગોળાકાર ફેરવે છે અને પછી તેને આખી "રાત" માત્ર કદરૂપી ભયંકર ચીજોનાં સ્વપ્નાં આવે છે. પછી ચળકતી આંખવાળા સિંહ આવે છે અને વાઘો ઘૂરકે છે. એક ભયંકર અવાજ; અને રાક્ષસો છોકરાં ને છોકરીનું લોહી પાડવાને પોતાના ઘાતકી છરા બહાર કાઢે છે. પછી તોફાની મોજાંઓ તેને ડુબાવી દેવાને ધસી આવે છે અને જોસથી બળતા ભડકા તેને દઝાડતા આવે છે, ઝનુની અજગર હવામાં ભટકે છે અને સાપો જમીન ઉપર પેટ ઘસડીને ચાલે છે. પછી દુષ્ટ છોકરાં જાગે છે અને રડે છે અને બીજું કાળું અંધારૂં જતું રહે. (બીક ઉડી જાય) એમ ઇચ્છે છે પણ સારાં છોકરાંને અંધારૂં ગમે છે અને રાત દિવસના જેવી આનંદદાયક લાગે છે.

---

## પાઠ ૨૧ મો.

### ખજૂરનાં ઝાડો.

ખજૂરીનાં ઝાડ જેટલાં ઉપયોગી ઘણાં ઝાડ નથી. દુનિયાના ઘણા ગરમ ભાગોમાં તે ઉગે છે, પણ મુખ્યત્વે કરીને ઉત્તર આફ્રિકામાં રણની લિલોત્રિવાળી જગ્યા (ઓએસીસ) કહેવાતા જમીનના નાના ફળદ્રુપ કટકા જે વિશાળ રેતીના રણમાં માલમ પડે છે તે ઉપર ઉગે છે. ખજૂરી ચાળીસથી સાઠ ફૂટની ઉંચાઈ સુધી વધે છે; અને મથાળાં સિવાય તેને પાંદડાં હોતાં નથી. છત્રીના સળીઆની માફક થડમાંથી ફૂટી નીકળતા અને જમીન તરફ સુંદર રીતે વાંકા વળતાં મોટાં પાંદડાંનો ઝુમખો આપણે ત્યાં જોઇએ છીએ. જે ફળ મોટાં ને ભારે ઝુમખામાં ઉગે છે તે આકારમાં ઇંડાં જેવાં અને કઠણ ઠળીઆવાળાં નરમ હોય છે. તે સોનેરી રંગનાં છે. અને જ્યારે તાજાં હોય ત્યારે ઘણો ખુશકારક સ્વાદ અને સુગંધ હોય છે. જ્યારે ઝાડો પોતાનાં પાકેલાં ફળથી ભરેલાં

હોય છે ત્યારે તેઓ એક સુંદર દેખાવ આપે છે. આરબ લોકો જે ઉત્તર આફ્રિકામાં રહે છે તેઓ ખજુરીને ચાહે છે, અને તેને રણનો રાજા કહે છે. તેઓ તેને સારી રીતે ચાહે કારણ કે વિશાળ રેતીવાળા મુલક જેના ઉપર તેઓ ભટકે છે ત્યાં જે ઝાડ ઉગે છે, તે માત્ર આ છે. ખજુરી વગર આરબ લોકો રણમાં બીલકુલ રહી શકે નહિ. તે તેમને ખોરાક, પીવાનું, છાંયડો ને ઇમારતી લાકડું પુરૂં પાડે છે. ખજુર ઘણી રીતે ખોરાક તરીકે તેમની ગરજ સારે છે. તેઓ તેમને તાજાં ખાય છે અને તેઓ તેને સુકાયલાં ખાય છે. તેઓના ચોખા સાથે ખજુરનું મધ કહેવાતું શરબત ખાય છે, જે તાજાં ફળમાંથી બનાવે છે. બીઆંને પણ ફેંકી દેવામાં આવતા નથી પણ દળીને ભૂકો કરે છે જે કોફીને બદલે વપરાય છે. કોઇ કોઇ વખત તેમાંથી દાબીને તેલ કાઢે છે. જે પાંદડાં ગરમ સુકા રણમાં જરૂરનો છાંયડો આપે છે તે બીજી રીતે ઘણાં ઉપયોગી છે. રેસાને વળ દઈને મજબુત દોરડાં બનાવે છે અને પાંદડાના સાંઠાને વણીને ટોપલીઓ ને સાદડીઓ બનાવે છે. તેઓ ખજુરીના થડને ઇમારતી લાકડાં તરીકે વાપરે છે. ખજુરીનાં ફળ સહેલાઈથી એકઠાં થઇ શકતાં નથી કેમકે ઝાડ ઘણું ઉંચુ હોય છે અને માત્ર ખજુર મથાળે ઉગે છે. વળી થડ સીધું ને પાંદડાં વગરનું હોય છે, એને કોઇ ડાળી હોતી નથી, તેથી ખજુરીના ઝાડ પર ચઢવું અઘરૂં છે. ચઢનાર એક મજબુત દોરડું લે છે. અને પોતાના વાંસા પછવાડે અને પોતાના બાહુ નીચેથી પસાર કરે છે. પછી તે બંને છેડાને સાથે ઝાડની આસપાસ લાવે છે. અને તેની મજબુત રીતે ગાંઠ બાંધે છે. પછી એક જુના પાંદડાંના સાંઠાથી બનાવેલી ખાંચામાંની એક ઉપર તે દોરડું મૂકે છે. આ ખાંચા ઝાડ ઉપર બધે એક સરખે છેટે માલમ પડે છે. પછી તે જે ખાંચા ઉપર તેનું દોરડું લટકેલું હોય છે તેની ઉપર પોતાનું માથું આવે ત્યાં સુધી હાથ અને ઘૂંટણ વતી ચઢે છે. એક હાથથી પકડીને તે દોરડાંને બીજાં ખાંચા સુધી ખસેડે છે અને આ રીતે જ્યાં સુધી તે ઝાડને મથાળે જાય છે ત્યાંસુધી ઉપર ને ઉપર ચઢે છે. જ્યારે તે મથાળે પાંદડાંના ઝુમખા સુધી પહોંચે છે ત્યારે ફળના મોટા ઝુમખા તોડે છે અને તેને એક કપડું જે ઝાડ નીચે પાથરેલું હોય છે તેમાં તેને નાંખે છે. જ્યાં સુધી ખજુરનું ઝાડ પચીશ વરસનું થાય છે ત્યાં સુધી સૌથી સારાં ફળ આપતું નથી. કેટલાંક ઝાડ બસેં વરસ સુધી જીવે છે. એમ છતાં તે મુદતથી લાંબો વખત અગાઉ સારૂં ખજુર આપતાં બંધ પડે છે. બીજા ચિત્રમાં રણમાં ઉગેલાં ખજુરનાં ઝાડ તમે જુઓ છો. ત્યાં પાણીનો એક ઝરો છે જે જમીનને

ફળદ્રુપ બનાવે છે, અને ઘાસ ને ઝાડ સારી રીતે ઉગે છે. આ લીલી જગ્યાને ઓઆએસીસ કહે છે.

---

## પાઠ ૨૨ મો.

### ટ્રોયનો લાકડાનો ઘોડો.

હેકટરના મરણ પછી ટ્રોયનો ઘેરો ચાલુ રહયો અને ગ્રીક લોકોએ વિચાર કરવા માંડયો કે જબરીથી આપણે શહેર લઈ શકશું નહિ. એમ છતાં તેઓ ઘણા લુચ્ચા લોક હતા, અને આખરે તેઓએ એક યુકિતનો વિચાર કર્યો, જેથી તેઓએ ટ્રાજનને જીતવાની આશા રાખી. દીવસ પછી દીવસે હથોડાના અવાજ ગ્રીક છાવણીમાં સંભળાયા, ને રફતે રફતે સીપાઈઓનાં માથા ઉપર થઇને એક મોટો લાકડાંનો ઘોડો દેખાવા લાગ્યો. શહેરના કોટ ઉપરના ટ્રાજનોએ ઘોડાનું બાંધકામ આશ્ચર્યતાથી તપાસ્યા કર્યું. સિપાઇઓએ પોતાનો વખત ઘોડો બાંધવામાં ગુમાવવો એ તેમને મૂર્ખાઇ ભરેલું કામ લાગ્યું. આખરે તે પૂરો થયો. પછી ગ્રીકને પોતાની છાવણી બાળી નાંખતા ને વહાણ હંકારી જતાં તેઓએ જોયા તેથી ટ્રાજનો ઘણા ખુશી થયા. તરતજ કોટ ઉપરના તપાસ રાખનારે છેટે વહાણોને અદૃશ્ય થતાં જોયાં. આખરે ઘેરો પુરો થયો. ટ્રાજનોને દસ વરસ જેટલા લાંબા વખત સુધી શહેરના કોટમાં પુરી રાખ્યા હતા તે મેદાન ઉપર જ્યાં જ્યાં તેઓની મરજી હોય ત્યાં ત્યાં ભટકવાને એક વાર ફરીથી છુટા થવાથી ખુશી થતા હવે ટોળાબંધ બહાર આવ્યા. તેઓએ અજાયબીમાં તેની સામા આભા થઇને જોયું. કેટલાકે કહ્યું કે એ ધાસ્તી ભરેલી ચીજ છે, અને તેનાથી ચેતતાં રહેવું જોઇએ. બીજાઓએ કહ્યું કે તે એક મૂર્તિ છે ને તે બનાવવાને ગ્રીક લોકોની મસ્કરી કરી. દરેક જણને તે વિષે કાંઇ કહેવાનું હતું અને આખરે તેને શહેરમાં ઘસડી લઈ જવાને સઘળા એકમત થયા. ઘોડાને દરવાજા સુધી લઇ જવામાં આવ્યો પણ એવું માલમ પડયું કે તે એટલો મોટો છે કે દરવાજામાંથી જઇ શકશે નહિ. તેઓ ઘોડાને બજારમાં લઇ જઇ શકે તે પહેલાં શહેરના કોટનો ભાગ તોડી પાડવાની તેમને જરૂર પડી. રાત પડી અને શહેરના મોહલ્લા શાંત થયા. ધાસ્તી ને દીલગીરીના લાંબા વરસો પછી સઘળા લોકો ઘસઘસાટ ઉંઘતા હતા. બજારમાં મોટો ઘોડો ઝાંખો દેખા

ચકાતો. એકાએક મધ્યરાત્રે એક માણુસ ઘોડાના શરીરમાંથી ચુપકીથી બહાર આવ્યો. આ ઑડિશિયસ હતો. તેની પછી ઘણા વધારે આવ્યા કારણ કે લાકડાના ઘોડાનું શરીર ગ્રીક લડવૈયાથી ભરેલું હતું અને તે આજે શહેરને કબજે કરવાને આટલા લાંબા વખત સુધી પ્રયત્ન કર્યો હતો તે શહેરના મધ્ય ભાગમાં હવે તેઓ હતા. ચૂપકીથી તેઓ એક દરવાજા તરફ ધીમે ધીમે ગયા અને તે ઉઘાડયો. બહારની બાજુએ તેઓના જે સાથીઓ દીવસને વખતે વહાણ હંકારી ગયા હતા તે પણ રાત્રે પાછા આવ્યા હતા તે બહારની બાજુએ હતા. હવે તેઓ શહેરમાં ટોળાંબંધ આવ્યા. ટ્રોજનો જાગ્યા અને પોતાના દુશ્મનની સામે ઝનુનથી લડયા, પણ સઘળું ફોગટમાં. લાંબા વખતનો કજીઓ આખરે પૂરો થયો. ઘણા ટ્રોજનો મરાયા અને શહેરને બાળીને જમીનદોસ્ત કર્યું. હેલનને પકડવામાં આવી અને ગ્રીકનો રાજા પોતાની ખુબસુરત સ્ત્રી સાથે પાછો પોતાને ઘેર વહાણ હંકારી ગયો.

---

## પાઠ ૨૩મો.

## લેડી કલેર.

જ્યારે કમલનાં ફૂલ ખીલે છે અને વાદળાં હવામાં છેક ઉંચે હોય છે ત્યારે એ વખત હતો કે જે વખતે લૉર્ડ રેનલ્ડે પોતાની પિત્રાઇ લેડી કલેરને આપવાને કમળનાં ફૂલ જેવી સફેદ હરણી ખરીદ કરી. હું ધારૂં છું કે તેઓ ધિક્કારમાં છૂટા પડયાં નહિ; તેઓ લાંબા વખતના વિવાહ કરાયલાં આશુક માશુક હતાં; તેઓ બંને આવતી કાલે સહવારે પરણશે તે દીવસે પરમેશ્વરના આશિર્વાદ હો. લેડી કલેરે કહ્યું, તે મને મારાં ઉંચા કુળને માટે અથવા મારી આટલી વિશાળ અને સુંદર મિલ્કતને માટે મને ચાહતો નથી; તે મને મારી પોતાની સાચી લાયકાતને માટે ચાહે છે અને તે ઠીક છે. ઘરડી એલીસ દાસી અંદર આવી અને બોલી તારી પાસેથી જે ગયું તે કોણ હતું? લેડી કલેરે કહ્યું એ મારો પિત્રાઇ છે અને આવતી કાલે તે મારી સાથે પરણશે. એલીસ દાસીએ કહ્યું, પરમેશ્વરનો આભાર માનો. એ સઘળું એટલું વાજબી ને ઠીક બને છે. લૉર્ડ રેનલ્ડ તમારી સઘળી મિલ્કતનો વારસ છે, અને તમે લેડી કલેર નથી. લેડી કલેરે કહ્યું, મારી દાસી, મારી દાસી, તમે ગાંડાં થઈ ગયાં છો તમે આવું મૂર્ખાઇ ભરેલું બોલો છો. એલીસ દાસીએ કહ્યું, જેમ પરમેશ્વર સ્વર્ગમાં છે તેમ હું સાચું બોલું છું કે તું મારૂં બચ્ચું છે, તે ઘરડી

અમિરની દીકરીને જ્યારે હું ધવડાવતી હતી ત્યારે તે મરી ગઇ, જેમ હું રોટલી ખાઈને જીવું છું તેમ હું સાચું બોલું છું. મેં તેને મારાં પોતાનાં વહાલાં બાળકની માફક ડાટયું અને તેને બદલે મારાં બાળકને મૂકયું. તેણે કહ્યું, અરે મા તમે કહો છો તે ખરૂં હોય તો ખરા હકદારને આ દુનિયામાં આટલાં બધાં વર્ષ સુધી તેના હકથી દૂર રાખવામાં તમે ઠગાઇ ભરેલી રીતે વર્ત્યાં છો. એલીસ દાસીએ કહ્યું, અરે મારાં બાળક, હવે એમ ન કરો, પણ તમે જ્યાં સુધી જીવો ત્યાં સુધી એ ગુપ્ત વાત છૂપી રાખો અને જ્યારે તમે ધણીધણીઆણી થશો ત્યારે જે સઘળું તમારી પાસે છે તે લોર્ડ રોનલ્ડનું થશે. તેણે કહ્યું, જો હું ભિખારી હાલતમાં જન્મી હોઉં તો હું ખુલ્લું કહી દઈશ, કારણકે હું જૂઠું બોલવાની હિંમત કરૂં નહિ, તે સોનાની ખોસવાની પિન ખેંચી કાઢો અને હીરાના હારને ફેંકી દો. એલીસ દાસીએ કહ્યું, મારાં બાળક હવે એમ ન કરો, પણ તમારાથી બને તેમ તે ગુપ્ત વાત છૂપી રાખો. તેણે કહ્યું, હું એમ નહિ કરીશ, પણ હું જાણવા માગું છું કે માણસમાં કાંઈ ભરોસો (એકીન) છે કે નહિ. એલીસ દાસીએ કહ્યું, હવે એમ નહિ કરો, કયા ભરોસા વિષે તમે બોલો છો. તે માણસ પોતાના હકને વળગી રહેશે. તે સ્ત્રીએ જવાબ દીધો જો આજ રાત્રે હું મરી જાઉં તો પણ તે તેને મળશે. તોપણ તમારી વહાલી માને એક ચુંબન કરો, અફસોસ, મારાં બાળક મેં તારે માટે પાપ કર્યું. તેણે કહ્યું, અરે મા મા મા તે મને ઘણું નવાઇ જેવું લાગે છે. તોપણ મારી વહાલી માને માટે આ રહ્યું એક ચુંબન અને મારી વહાલી મા જો એમ હોય તો તમારો હાથ મારા માથાપર મૂકો, અને હું જાઉં તે પહેલાં મને આશિર્વાદ આપો. તેણે ઝાંખા ભુરાં રંગનો ઝભો પહેર્યો, તે હવે વધારે વાર લેડી કલેર નહોતી, તે ખીણને રસ્તે ગઇ. અને પોતાના વાળમાં એક ગુલાબનું ફૂલ ખોસીને ટેકરીને રસ્તે ગઇ. લોર્ડ રોનલ્ડ જે કમળનાં ફૂલ જેવી સફેદ હરણી લાવ્યો હતો તે જ્યાં સુતી હતી ત્યાંથી તે કુદી પડી. તે કુંવારીકાના હાથમાં તેણે પોતાનું માથું મૂકયું અને આખે રસ્તે તેની પછવાડે ગઇ. લોર્ડ રોનલ્ડ પોતાના મિનારામાંથી નીચે આવ્યો, અરે લેડી કલેર તમે તમારી લાયકાતને શરમ લગાડો છો. તમે કે જે દુનિયામાં સૌથી ખુબસુરત છો તો એક ગામડાની કુંવારીકાના જેવાં લૂગડાં પહેરીને કેમ આવ્યાં છો? તેણે કહ્યું, જો હું ગામડાની કુંવારીકાના જેવા લુગડાં પહેરીને આવું તો હું મારી દોલતના પ્રમાણમાં કપડાં પહેરીને આવી છું, હું ભિખારી હાલતમાં જન્મેલી છું અને લેડી કલેર નથી. લોર્ડ રોનલ્ડે કહ્યું, મને કહો

નહિ, કારણ કે હું વચન અને કામે તમારો છું. લોર્ડ રેનલ્ડે કહ્યું, મને ઠગો નહિ, તમારૂં ઉખાણું પારખવાનું અઘરૂં છે. અરે, અને દમામથી તે ઉભી રહી, તે હિંમત હારી નહિ. તેણે લોર્ડ રેનલ્ડની આંખ તરફ જોયું અને પોતાની દાસીની સઘળી વાત કહી. તે આનંદી ધિક્કારમાં હસ્યો. જ્યાં તે ઉભી હતી ત્યાં તે ફર્યો અને તેને ચુંબન કીધું. તેણે કહ્યું જો તમે વારસ તરીકે જન્મેલાં ન હો અને હું નજીકનો સગો હોઉં. તેણે કહ્યું. જો તમે વારસ તરીકે જન્મેલા ન હો અને હું કાયદેસર વારસ હોઉં તો આપણે બે કાલે સહવારે પરણીશું અને તમે લેડીક્લેર થશો.

---

## પાઠ ૨૪મો.

## ચોપડી વેચનાર.

એક દહાડો કચપરવાની પોરની સરકારી હાઈસ્કુલના વડા શિક્ષક ત્રીજા ધોરણના વર્ગમાં એક મોટો કાગળનો કટકો લાવ્યા અને તેને દિવાલ ઉપર ચોંટાડયો. તેમાં જે લખ્યું હતું તે વાંચવાનું છોકરાને કહ્યું, અને તેઓએ જે વાંચ્યું તે આ પ્રમાણે છે.

મેસર્સ ગોવીંદરામન અને કંપની.
ચોપડી વેચનારા અને પ્રગટ કરનારા.

| ટીપ. | કીંમત. |
|---|---|
| પ્રાથમિક અંકગણિત | ૪ આના |
| અંકગણિતનો સંપુર્ણ અભ્યાસક્રમ | ૮ આના |
| ચાર રંગીન નકશાવાળી હિંદુસ્તાનની ભૂગોળ | ૧૨ આના |
| આઠ રંગીન નકશાવાળી જગતની ભૂગોળ | ૧ રૂપીઓ |
| હિંદુસ્તાનનો ઈતિહાસ | ૧૨ આના |
| શેકસપિયરનાં નાટકો ટીકા સહીત દરેકના | ૧૨ આના |
| રંગીન ચિત્રોવાળી અરેબિયન નાઇટસ | ૧ રૂપીઓ ૮ આના |
| અંગ્રેજીમાં ભાષાંતર કરેલું રામાયણ | ૧ રૂપીઓ |
| લોર્ડ ટેનીસનનાં કાવ્યો | ૮ આના |

વડા શિક્ષકે કહ્યું, હવે હું એક ચોપડી વેચનાર થાઉં છું. તમારામાંનો એક ચોપડી વેચનાર થાઓ. ગોવીંદ તમે ચોપડી વેચનારા થાઓ. આવો અને ટીપની પાસે ઉભા રહો, હું તમારો પહેલો ઘરાક થઇશ.

સાહેબજી, મી. ગોવીંદ, તમારી દુકાનમાં કઈ ચોપડી છે?

નિશાળિયો—સાહેબ, આ રહી ટીપ.

વડો શિક્ષક—અંકગણિતનો સંપુર્ણ અભ્યાસક્રમ મને જોવા દો. (નિશાળીયો તેના હાથમાં ચોપડી આપે છે.) તે કોણે પ્રગટ કરી છે?

પે૦ નિ૦—સાહેબ, હમે પોતે. એ ઘણી સારી ચોપડી છે અને એમાં સઘળી રીતના પુષ્કળ દાખલા છે.

વ૦ શિ૦—હું જાણું છું કે તેમાં છે, પણ એમાં અંગ્રેજી તોલ, માપ અને નાણાંના ઘણાજ દાખલા છે અને હિંદી નાણાના ઘણાં થોડા છે. હું તે ખરીદીશ નહિ. મને શેકસપિયરનું "કીંગ જોન" બતાવો, મેં તે નાટક કદી વાંચ્યું નથી, અને મને તે વાંચવું ગમે છે.

પે૦ નિ૦—આ ચોપડી પણ હમે પ્રગટ કરી છે અને ઇલાકાની કૉલેજના અંગ્રેજીના શિક્ષાગુરૂએ તેના ખુલાસા લખ્યા છે.

વ૦ શિ૦—એ ઘણા સારા ખુલાસા છે. હું આ ચોપડી ખરીદ કરીસ. પાંચ રૂપીઆની નોટ આ રહી. મહેરબાની કરીને મને પરચુરણ આપો.

પે૦ નિ૦—સાહેબ, આપનો ઉપકાર માનું છું. ચાર રૂપીઆ ચાર આના આ રહ્યા.

બી૦ નિ૦—મી. ગોવીંદ, મારે હિંદુસ્તાનની ભૂગોળ જોઇએ છે.

પે૦ નિ૦—ચાર સુંદર રંગીત નકશાવાળી આ ઘણી સારી ચોપડી છે. પહેલો નકશો આખા હિંદુસ્તાનનો કુદરતી દેખાવ, દરિયાની સપાટી ઉપર આવેલી જુદી જુદી ઉંચાઇ બતાવનારા જુદા જુદા રંગો બતાવે છે. બીજો નકશો ઇલાકા ને રાજ્યો બતાવે છે. ત્રીજા નકશામાં વધારે મોટા માપવાળો હિંદુસ્તાનનો ઉત્તરનો ભાગ આપેલો છે અને ચોથામાં દક્ષિણ ભાગ અને બ્રહ્મદેશ આવેલા છે.

બી૦ નિ૦—હું તે ખરીદીશ. મહેરબાની કરીને એક રૂપીઆનું પરચુરણ મને આપો.

પે૦ નિ૦—આ ચાર આના લો.

બી૦ નિ૦—લૉર્ડ ટેનીસનનાં કાવ્યો મને ગમે છે.

પે૦ નિ૦—આ રહી ચોપડી.

બી૦ નિ૦—અને તેમાં મેરી રાણીનું નાટક જડતું નથી.

પે૦ નિ૦—નહિ, લૉર્ડ ટેનીસને જે કાવ્યો પોતાની જીંદગાનીના પાછલા ભાગમાં લખેલાં છે તે આ ચોપડીમાં નથી, એમ છતાં ઘણાંજ સુંદર કાવ્યો- માંના ઘણાં આમાં છે. કેટલાંક કાવ્યો જે તમે તમારી અંગ્રેજી વાંચનમાળામાં વાંચ્યાં છે તે એમાં છે. અને વળી ધી પ્રિન્સેસ અને સ્લીપિંગ બ્યુટીના જેવી લાંબી કવિતાઓ મળશે.

બી૦ નિ૦—ત્યારે હું તે ચોપડી ખરીદીશ. પણ હું આશા રાખું છું કે તમારાથી બની શકે તેટલી ઉતાવળે લૉર્ડ ટેનીસનનાં છેલ્લાં કાવ્યોવાળું બીજું પુસ્તક પ્રગટ કરશો.

પે૦ નિ૦—હમે ખચ્ચિતજ એમ કરશું. અને તમને ઓછામાં ઓછી એક નકલ વેચવાની આશા રાખીશું.

ચો૦ નિ૦—મારો નાનો ભાઈ આવતે અઠવાડિયે આવવાનો છે તેથી મારે તેને માટે કેટલીક નિશાળની ચોપડીઓ ખરીદ કરવી જોઇએ. તમે ધારો છો કે "એઝ યુ લાઇક ઈટ" નામનું શેકસપિયરનું નાટક તેને જોઇશે ?

પે૦ નિ૦—ના હું એમ ધારતો નથી. તે કૉલેજના વર્ગમાં આવશે ત્યાં સુધી શેકસપિયર વાંચશે નહિ.

ચો૦ નિ૦—તોપણ તેને અંકગણિત જોઇશે.

પે૦ નિ૦—હા, તેને પ્રાથમિક અંકગણિત અપાવો તો સારૂં.

ચો૦ નિ૦—હું તેને માટે વળી હિંદુસ્તાનની ભૂગોળ અને હિંદુસ્તાનનો ઇતિહાસ ખરીદીશ. તે ઘણો વખત થયાં સારી રીતે ચાલે છે તેથી હું તેને ભેટ આપવા ઇચ્છું છું. ભેટનો માટે તમે કઈ ચોપડીની ભલામણ કરો છો ?

પે૦ નિ૦—જો તમારો ભાઈ અંગ્રેજી વાંચી શકતો હોય તો અરેબિયન નાઈટસ અથવા રામાયણ એ તેને માટે ઘણી સારી ભેટ થઇ પડશે.

ચો૦ નિ૦—તે ઘણી સારી રીતે વાંચી શકતો નથી, એમ છતાં હું તેને રામાયણ આપીશ જે અરેબિયન નાઈટસ જેટલું મોંઘું નથી. મહેરબાની કરીને તેટલા માટે આ સઘળી ચોપડીનો આંકડો બનાવી આપો. નીચેનો આંકડો તેટલા માટે બનાવવામાં આવ્યો અને ચૂકવવામાં આવ્યો.—

પહેલી એપ્રિલ ૧૯૦૬.

........................................................................

**મેસર્સ ગોવીંદરામન અને કંપનીને દેવાના**

**ચોપડી વેચનારા અને પ્રગટ કરનારા.**

કચપરવાની પોર.

| | | રૂા. | આ. |
|---|---|---|---|
| એપ્રિલ ૧ | ૧. પ્રાથમિક અંકગણિત....... | ,, | ૪ |
| | ૧. હિંદુસ્તાનની ભુગોળ........ | ,, | ૧૨ |
| | ૧. હિંદુસ્તાનનો ઇતિહાસ...... | ,, | ૧૨ |
| | ૧. રામાયણ.................. | ૧ | ,, |
| | રૂા. | ૨ | ૧૨ |

ભુલચૂક લેવીદેવી.

ઉપકાર સાથે ચુકવી લીધા.

ગોવીંદરામન અને કું.

---

## પાઠ ૨૫મો.

## જવાળા મુખી.

કેટલાક લોકો જ્વાળામુખી પર્વતને બળતા પહાડ કહે છેઃ પણ તે તેને માટે સારૂં નામ નથી. તે સઘળા પર્વત નથી અને તે બળતા નથી. જ્વાળામુખી પૃથ્વીમાં છેક ઉંડો ગયલો એક ધુમાડીઆ જેવો મોટો ખાડાવાળો પર્વત કે ટેકરી ઘણું કરીને હોય છે. આ મોઢૂં વારંવાર વરાળના મોટાં વાદળાં કાઢે છે જેને ઘણા લોકો ધુમાડો કહે છે. કારણ કે તે ધૂળ ને પત્થરથી કાળો થયલો હોય છે. ખાડા અથવા બાકાનાં મોંહને જવાળામુખીનું મોઢું કહે છે. પૃથ્વીની અંદરની બાજુ ઘણી ગરમ હોય છે. સૌથી કઠણમાં કઠણ ખડક જાણે એક ભઠ્ઠીમાં હોય તેમ પીગળે છે, અને લાવા કહેવાતો આ પીગળેલો ખડક વારંવાર જવાળામુખીના મોંહમાંથી બહાર વહે છે, તે ટેકરીની બાજુએથી નીચે ઉતરે છે. જયારે તે ટાઢો થાય છે ત્યારે તે એક કઠણ કાળો ખડક બને છે. જવાળામુખીના મોંહમાંના લાવા અને પત્થરો તેની આસપાસ ટેકરો કે ટેકરી ઉભો કરે છે, અને એ પ્રમાણે પૃથ્વીની અંદરના ભાગમાં ગરમીના જોરથી એક પર્વત બને છે. ઘણે ઠેકાણે ગરમ પાણી અને વરાળ જમીનમાંના ખાડામાંથી બહાર આવે છે. એક ઉનો ઝરો અથવા જેમ તેને વારંવાર ગૈસર કહે છે તે ખરેખર એક જાતનો જવાળામુખી છે. જે જવાળામુખી વિષે આપણે ઘણી સારી રીતે જાણીએ છીએ તે ઇટલીમાંનો વીસુવીઅસ પહાડ છે. સાથે સાથે આપણે તેને જોઈશું? તેના ઉપર એક પહાડી રેલવે બનાવી છે અને

આપણને સીધા ઢોળાવ ઉપરથી જલદીથી ખેંચી લેવામાં આવે છે. ટેકરીનો નીચેનો ભાગ દ્રાક્ષ અને ઓલાઇવથી લીલો હોય છે અને તેની ઉપર ઘરો છુટા છવાયાં આવેલાં હોય છે. જમીન ઘણી ફળદ્રુપ છે અને લોકોને પોતાની ઉપરના બળતા જવાળામુખીના મોંઢાંની બીલકુલ ધાસ્તી હોતી જણાતી નથી. આપણે જેમ જેમ ઉંચે જઇએ છીએ તેમ તેમ આપણને ખુલ્લા કાળા લાવાના ખડકો માલમ પડશે. રેલવે પર્વતને મથાળે પૂરી થાય છે અને આપણને જવાળામુખીના મોઢાં સુધી થોડુંક ચાલીને જવું પડે છે. વરાળ અને ગરમ હવાના ગોટેગોટા જેમ જેમ આપણે તેની પાસે જઇએ છીએ તેમ તેમ આપણા ચહેરા ઉપર આવે છે. કેટલીક જગ્યાએ ઉનો ઓગળેલો રસ તેના શિખર પર માત્ર પાતળા સખત પોપડાવાળો હજી ઘણો ઉનો હોય છે. જો આપણે એક ફાટમાં એક લાકડી ખોસીએ તો લાકડી સળગી ઉઠશે. પત્થરનો વરસાદ દૂર રાખવાને જવાળામુખીના મોંઢાંની પવનની બાજુએ રહેવું જોઇએ. આખરે કોર ઉપર આપણે રહીએ છીએ અને વરાળનાં ઘાડાં વાદળાંથી ભરેલા ઉંડા ખાડામાં નીચે જોઈએ છીએ. પવન આને એક બાજુએ હડસેલે છે તેથી આપણે નીચે ગરમ લાવાનો ઝાંખો રાતો ચળકાટ જોઈએ છીએ. વરાળ ને ગેસના ગોટેગોટા પોતાની સાથે રાતા ગરમ પથરાના કટકા લઈને ઉપર આવે છે. આપણે આ જગ્યાએ લાંબા વખત સુધી રહેવાની દરકાર કરતા નથી. આપણા પગ નીચેનો ખડક ગરમ હોય છે, અને હવા ગુંગળાવી નાંખે એવી હોય છે. પર્વતની તળેટીએ ઠંડા છાંયાવાળા જંગલમાં ફરીથી આવવાને ખુશી હોઈએ છીએ. આ પૃથ્વી જેના ઉપર આપણે રહીએ છીએ તેની અંદરની બાજુએ ડોકિયું કરવાનું આપણને જ્વાળામુખી આપે છે. તે આપણને કહે છે કે ઠંડી અને નક્કર જમીનની નીચે જમીન ઘણી ગરમ હોય છે. પૃથ્વીની અંદરની બાજુ વિષે જે વાત માત્ર આપણે જાણીએ છીએ તે ઘણું કરીને એજ છે. આપણી પોતાની જમીનમાં ટેકરીઓ હોય છે જે એક વખત જવાળામુખી હતી. આપણે ખડક જોઈ શકીએ છીએ જે લાંબા વખત ઉપર સફેદ ગરમ ઝરાના રૂપમાં તેમાંથી બહાર નીકળ્યા હતા. આપણે જેમ કહીએ છીએ તેમ તેઓ હમણાં હોલવાઈ ગયા છે, તેઓનાં મોઢાં બંધ થયાં છે અને તેનાં બળતાં હોલવાઇ ગયલાં દેખાય છે.

---

## પાઠ ૨૬ મો.

## પર્વત અને ખિસકોલી.

પહાડને ખિસકોલી વચ્ચે કજીયો થયો, અને પહેલાએ બીજાને નાનો ચોર કહ્યો, બંને જવાબ દીધો. બેશક તમે ઘણા મોટા છો, પણ એક વરસ અને દુનિયા બનાવવા માટે સઘળી જાતની ચીજો અને રૂતુ સાથે લેવી જોઇએ. અને મારી જગ્યા લેવા માટે હું ધારૂં છું કે તેમાં કાંઈ શરમ નથી. જો હું તમારા જેટલો મોટો નથી તો તમે એક ઘણો સુંદર ખિસકોલીનો રસ્તો બનાવો છો તે હું ના પાડતી નથી. બુદ્ધિ જુદી જુદી હોય છે; પરમેશ્વરે સઘળું સારૂં તે ડહાપણ ભરેલી રીતે કરેલું છે. જો હું મારી પીઠ ઉપર જંગલ નહિ લઇ જઇ શકું તો તમે પણ એક ફળ ભાંગી શકો નહિ.

---

## પાઠ ૨૭ મો.

## ઘંટીવાળો, તેનો દીકરો અને તેમનો ગધેડો.

એક ઘંટીવાળો અને તેનો દીકરો પોતાના ગધેડાને મેળામાં વેચવાને લઇ જતા હતા. તેઓ ઘણે દૂર ગયા નહિ એટલામાં શહેરમાંથી પાછું ફરતું છોકરીઓનું ટોળું વાત કરતું ને હસતું તેમને મળ્યું. તેમાંની એકે કહ્યું, જુઓ, આવાં મૂર્ખાં માણસ જ્યારે તેમાંનો એક સ્વારી કરી શકે ત્યારે બંને ચાલતા જાય છે, એવા તમે કદી જોયા હતા? જ્યારે ઘંટીવાળાએ આ સાંભળ્યું ત્યારે તેણે પોતાના છોકરાને ગધેડા પર બેસવાને ફરમાવ્યું અને તેની બાજુએ ખુશીથી પગ ઘસડતો ચાલ્યો. તરતજ સાથે વાત કરતા કેટલાક ઘરડા માણસ રસ્તા ઉપર ઉભા હતા તે તેની પાસે આવ્યા. એક જણે છોકરા તરફ બતાવીને કહ્યુ, જુઓ, જે હું કહેતો હતો તે તે ઉપરથી સાબિત થાય છે. આ જમાનામાં ઘરડા માણસને શું માન આપવામાં આવે છે? જ્યારે તેના બાપને ચાલવું પડે છે ત્યારે તે આળસુ જુવાન લુચ્ચો સવારી કરે છે તે જુઓ. સાહેબ નીચે ઉતરો, ચાલો અને ઘરડા માણસને બેસવા દો. આ ઉપરથી છોકરો ગધેડા ઉપરથી નીચે ઉતર્યો અને ઘંટીવાળો તેની જગ્યાએ બેઠો. આ રીતે તેઓ ઘણે દૂર ગયા નહિ એટલામાં બજારમાંથી ઘેર જતી બે ગામડીયણ તેમને મળી. બંને સ્ત્રીઓએ એકદમ બૂમ પાડીને ક અરે ઘરડા આળસુ માણસ, જ્યારે આ ગરીબ જુવાન માણસ તમારી

સાથે ભાગ્યેજ ચાલી શકે છે ત્યારે તે પ્રાણી ઉપર તમે કેમ સ્વારી કરો છો? તેથી ઘંટીવાળાએ ગધેડા ઉપર પોતાની પાછળ પોતાના છોકરાને બેસાડયો અને આ રીતે તેઓ લગભગ શહેરમાં પહોંચ્યા. એક શહેરનો રહેનાર જે તેને મળ્યો તેણે કહ્યું, પ્રમાણિક મિત્ર, મહેરબાની કરીને કહો કે આ ગધેડો તમારો પોતાનો છે? ઘંટીવાળાએ જવાબ દીધો હા. બીજાએ કહ્યું, જે રીતે તમે તેના ઉપર ભાર મૂકયો છે તે ઉપરથી મેં એમ ન ધાર્યું હોત. અરે! તે તમને લઇ જાય તે કરતાં તમે બે તેને લઈ જવાને વધારે શકિતવાન છો. ઘંટીવાળાએ કહ્યું, ઠીક, હવે અજમાયશ કરીશું. તેથી તે અને તેનો છોકરો ગધેડા ઉપરથી નીચે ઉતર્યો. તેઓએ તેના પગ એકઠા બાંધ્યા, અને એક મજબુત વાંસ ઉપર તેને લટકાવીને પોતાના ખભા પર તેને લઇ જવાનો પ્રયત્ન કર્યો. આ એવો વિચિત્ર દેખાવ હતો કે લોકોનાં ટોળાં તેને જોવાને અને તેની મશ્કરી કરવાને બહાર દોડી આવ્યાં. પણ ગધેડાને ઉંચકી લઈ જવામાં આવે તે તેને બીલકુલ ગમ્યું નહિ કેમકે તેને ઘણું અગવડ ભરેલું લાગ્યું. આખરે જેવામાં તેઓ એક પૂલ ઉપર થઇને જતા હતા તેવામાં તેણે પોતાના પગ દોરડામાંથી બહાર ખેંચી કાઢયા. વાંસ ઉપરથી છુટો થઈ ગયો અને તેની ધારતીમાં પુલ ઉપરથી નદીમાં કુદી પડયો અને ડૂબી ગયો. દરેક જણને ખુશી કરવાના પ્રયત્ન કરતાં તમે કોઇને ખુશી કરી શકશો નહિ.

---

## આરબ અને તેનું ઉંટ.

એક ઠંડી રાત્રે એક આરબ પોતાના તંબુમાં બેઠો હતો તેવામાં એક ઉંટ ધીમેથી બારણાનો પડદો ખસેડયો અને અંદર જોયું. તેણે કહ્યું, અરે શેઠ, હું તમને વિનંતી કરૂં છું કે તંબુની અંદરની બાજુએ માથું ખોસવા દો, કારણ કે બહાર ઠંડી છે. આરબે ખુશીથી કહ્યું, ભલે આવ. અને ઉંટે તંબુમાં તેનું માથું ખોસ્યું. પછી તુરતજ ઉંટે કહ્યું, મારી ગરદન પણ હું ગરમ ન કરી શકું? આરબે જવાબ દીધો તમે એમ કરો. તરતજ તે ઉંટ તંબુની આસપાસ જોવા લાગ્યો અને તેણે ફરીથી કહ્યું, જો હું મારા આગળા પગ તંબુની અંદર મુકું તો માત્ર થોડી વધારે જગ્યા રોકાશે. આરબે જરા ખસીને કહ્યું. તમારા આગલા પગ પણ અંદર મૂકો કારણ કે તંબુ ઘણો નાનો હતો. આખરે ઉંટે કહ્યું. હું તદન અંદર ઉભો નહિ રહું? ઉભા રહીને જેમ હું તંબુનો દરવાજો ઉઘાડો રાખી શકું છું તેમ હું રાખીશ. આરબે કહ્યું, હા, હા, રાત ઘણી ઠંડી છે તેથી મને તારાપર દયા આવે છે. તંબુની અંદર

તદ્દન આવ. ઉંટ તંબુમાં અગાડી ધૂસ્યો પણ બંને સમાઈ શકે એટલો તંબુ મોટો નહોતો. ઉંટે કહ્યું, હું જાણું છું કે આપણ બંનેને માટે અત્રે જગ્યા નથી. તમે વધારે નાના છો તેથી તમે બહાર ઉભા હોતો સારૂં અને પછી મારે માટે જોઇએ તેટલી જગ્યા થશે. અને તેણે આરબને તંબુની બહાર હડસેલી કાઢયો. શરૂઆતમાં સંકટની સામા થાઓ, નહિ તો તે છેવટે તમારા પર જીત મેળવશે.

---

## પાઠ ૨૮ મો.

### પર્વત ઉપર ચઢવા વિશે.

દરેક માણસ પર્વત વિષે કંઈ જાણે છે. દુનિયાના મુખ્ય પહાડો કેટલા ઉંચા છે તે શીખવાનું સહેલું છે પણ જે માણસે પર્વત કદી જોયા નથી તેને તે કેવા દેખાય છે, તેની કલ્પના કરવાનું તેને માટે સહેલું નથી. પર્વતો ટેકરી કરતાં વધારે ઉંચા હોય છે અને તે વળી ચઢવામાં ઘણા અઘરા છે. કેટલાક એવા સીધા હોય છે કે કોઇ માણસ તેની ટોચે પહોંચી શકતો નથી. તેના શિખર પર કોઇ ઝાડ કે છોડવા હોતા નથી અને ખુલ્લા ખડક ઉપર ચઢવું સહેલું નથી. મોટા પર્વતો આખું વરસ બરફ અને આઈસથી ઢંકાયલા હોય છે. આઈસ કોઇ કોઇ વખત ઉંડી ફાટથી ભરેલા હોય છે, જે ફાટો એટલી પહોળી હોય છે કે તે ઓળંગીને જવાય નહિ. બરફ વારંવાર એટલું ઉંડુ અને નરમ હોય છે કે તેના પર ચાલી શકાતું નથી. કેટલાક લોકો ઉંચા પર્વતના શિખરો ચઢવાના ઘણા શોખીન હોય છે. તેઓ હિમાલયના કેટલાંક ઘણાં ઉંચાં શિખરો ચઢયા છે, પણ કોઇ એવરેસ્ટ ને કંચનગંગાના શિખર પર કદી ઉભો રહ્યો નથી. ઘણા અંગ્રેજ ગૃહસ્થો અને સ્ત્રીઓ દરેક ઉન્હાળામાં આલ્પ્સ પર્વત ઉપર ચઢવાને સ્વિત્ઝરલાંડ જાય છે. આ પર્વતો મધ્ય યુરોપમાં ઉંચામાં ઉંચા છે. આલ્પ્સનું ઉંચામાં ઉંચુ શિખર મોંટબ્લાંક છે અથવા તેના પર જે બરફ પડે છે, તેને લીધે સફેદ પહાડ કહેવાય છે. તે સ્વિત્ઝરલાંડમાં નથી પણ થોડો ફ્રાન્સમાં ને થોડો ઈટલિમાં છે. મોંટબ્લાંક પંદર હજાર ફૂટ કરતાં વધારે ઉંચો છે અથવા નિલગીરીથી આસરે બમણો ઉંચો છે. પંદર હજાર ફૂટ એ લગભગ ત્રણ માઈલ થાય છે. તેટલી લંબાઇની નિસરણી ઉપર ચઢવાને તમે દરકાર કરશો નહિ. દરેક માણસ જે આ પર્વત પર ચઢે છે તે ભોમિયા જે રસ્તો જાણે છે તે અને ખોરાક અને બીજી ચીજો લઈ જવાને મજુરો લેવા જોઇએ.

તેઓની પાસે તીક્ષ્ણ અણીવાળી લાંબી લાકડી અને બરફના સીધા ઢોળાવમાં પગથીઆં કાપી કાઢવાને કોદાળી હોવી જોઇએ. તેઓ વળી મજબુત દોરડાં લઇ જાય છે અને સીધી જગ્યામાં આખી ટોળીને એકઠા બાંધવામાં આવે છે. તેઓ એકજ હારમાં ચાલે છે અને જો એક સરી પડે છે તો બીજા દોરડું પકડી રાખે છે અને તેને ઢોળાવની નીચે પડી જતાં બચાવે છે. આ બધી સંભાળ છતાં મોંટબ્લાંક અને આલ્પ્સના બીજા ઉંચાં શિખરો ચઢવામાં ઘણા જણ મરી ગયા છે કારણ કે ત્યાં પર્વતમાં એવા ભય સામે આવી મળે છે કે જેની સામે કોઇ પણ રક્ષણ કરી શકે નહિ બરફનું તોફાન અથવા ધુમસ એકાએક આવી પહોંચે છે અને ભોમિયા ભૂલા પડે અથવા છૂટા બરફનો ઢગલો ટેકરીની બાજુએ ઝડપથી નીચે સરતો આવે છે, અને આખી ટોળીને કોઇ ટેકરીની કોર પર ઘસડી લઈ જાય છે. આલ્પ્સ પર્વતમાં ઘણાં નીચાં શિખરો છે, જે ભય વગર ચઢી શકાય છે. કેટલાક પર્વતો ઉપર રેલવે બનાવી છે અને લોકો સગવડવાળી ગાડીમાં ઉપર જઈ શકે છે અને શિખર ઉપર એક સારી વીશી મેળવે છે. આલ્પ્સ પર્વત ચઢવાની આ ઘણી સહેલી રીત છે. બરફથી ઢંકાયલા ઉંચાં શિખરો જોવાને અને સ્વચ્છ હવાનો ઉપયોગ લેવાને એટલા બધા લોકો આલ્પ્સની મુલાકાત લે છે કે આ પર્વતો યૂરોપની રમવાની જગ્યા કહેવામાં આવે છે.

## પાઠ ૨૯મો.

## ડી નદીની રેતીનાં મેદાન.

અરે મેરી, જા અને ઢોરોને ઘેર બોલાવ. ડીનદીની રેતીનાં મેદાનની પેલે પાર ઢોરને ઘેર બોલાવ. પશ્ચિમ તરફથી વહેતો પવન ફીણથી તોફાની અને બિનારાવાળો હતો, અને તે તદન એકલી ગઇ, ધીમેથી આવતી ભરતી તે રેતી ઉપર આવી, અને જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી રેતી ઉપર અને રેતીનાં મેદાનની આસપાસ આવી પહોંચી; પથરાતી ધુમસ નીચે આવી ને જમીનને ઢાંકી દીધી અને તે કદી ઘેર આવી નહિ. અરે, તે દરિયામાંની જાળ ઉપર તે નકામો રોપો કે માછલી કે તરતા વાળ છે. સોનેરી વાળની લટ છે, એક ડુબી ગયલી કુંવારીકાના વાળ છે ? ડીનદીનાં જાળ બાંધવાના વાંસડામાં એવી સામન માછલી કદી આવી ન હતી કે જે આવી સુંદર રીતે પ્રકાશી હોય. તેઓ તેને પથરાતા ફીણ ઉપરથી ધીમેથી આગળ આવતાં ઘાતકી ફીણમાંથી, ઘાતકી ભૂખ્યાં ફીણમાંથી દરિયાની પાસેની તેની કબરમાં લાવ્યા. પણ હજી સુધી ખલાસી ડી નદીની રેતીના મેદાનમાં થઇને તેને ઢોરને ઘેર બોલાવતાં સાંભળે છે.

# પાઠ ૩૦ મો.

## સેંકોપાંઝા ન્યાયાધીશ તરીકે.

એક મોટા સ્પેનિસ લખનારાથી લખાયલી એક ઘણી રમુજી વાર્તા છે, જેમાં ડોનકિવકઝોટ નામના એક ઘરડા નાઈટ અને તેના નોકર સેંકોપાંઝાની વાત વર્ણવેલી છે. એક વખત સેંકોપાંઝાને એક ટાપુનો રાજ્યકર્તા અથવા ન્યાયાધીશ બનાવવામાં આવ્યો હતો. ઘણાખરા લોકો તેને મૂર્ખ ધારતા હતા અને તેઓને ખાતરી હતી કે જ્યારે એને ન્યાયાધીશ બનાવવામાં આવશે ત્યારે તે મોટો મૂર્ખો બનશે, પણ સેંકો જેમ આપણે જલદીથી જોઇશું તેમ તે સાધારણ અકકલવાળો એક પ્રમાણિક માણસ હતો. બે ઘરડા માણસને એક દીવસ તેની પાસે લાવવામાં આવ્યા. તેમાંના એક પાસે ફરવાની લાકડી તરીકે એક મોટી નેતર હતી. બીજો જેની પાસે લાકડી નહતી તેણે કહ્યું, નામદાર સાહેબ, થોડા વખત અગાઉ મેં આ માણસને સોનાના સિકકા ધીર્યા હતા જે તેણે મને પાછા આપ્યા નથી. એમ છતાં તે કહે છે કે મેં તને પાછા આપ્યા છે. તેટલા માટે હું આપ નામદારને તેને પૂછવાની વિનંતિ કરૂં છું, અને જો તે ગંભીરાઇથી જાહેર કરે કે મેં તને પૈસા પાછા આપ્યા છે તો હું સંતોષ પામીશ. સેંકોએ પૂછયું, લાકડીવાળા ઘરડા માણસ એને માટે તમે શું કહો છો ? ઘરડા માણસે જવાબ આપ્યો, સાહેબ હું કબુલ કરૂં છું કે તેણે મને પૈસા ધીર્યા હતા પણ મેં તેને પાછા આપ્યા છે. જ્યારે તે એમ ઇચ્છે છે ત્યારે આપ નામદારની ઇન્સાફની લાકડી પર હું મારો સર્વથી ગંભીર કોલ આપવાને તૈયાર છું, કે મેં તેના પોતાના હાથમાં તેના પૈસા તેને મેં પાછા આપ્યા છે. પછી ન્યાયાધીશે પોતાની લાકડી નીચે ધરી રાખી. તે માણસે પોતાની નેતર તે આરોપ મુકનારને પકડવાને આપી અને તેણે પોતાનો જમણો હાથ ઇન્સાફની ન્યાયાધીશની લાકડી પર મૂકયો અને જાહેર કર્યું કે મેં તે માણસના સોનાના સિકકા તેના પોતાના હાથમાં આપ્યા છે. પછી ન્યાયાધીશે બીજા માણસને પૂછયું કે તારે શું કહેલું છે ? તેણે જવાબ આપ્યો કે હું ધારતો નહોતો કે મારો ઘરડો મિત્ર ન્યાયાધીશ પાસે જૂઠું બોલશે, અને વળી કદાચ હું પોતે ભુલી ગયો હઈશ કે તેણે મને પૈસા પાછા આપ્યા હશે. પછી બીજાએ પોતાની નેતર ફરીથી લીધી અને કોરટ છોડીને જવાને ફર્યો. પણ સેંકોએ તેને પાછો બોલાવવાનો હુકમ કર્યો.

સેંકાએ કહ્યું, અરે પ્રમાણિક માણસ એ નેતર મને જોવા દો. તેણે જવાબ આપ્યો, સાહેબ, બેલાશક, આ રહી. સેંકાએ તે લીધી અને બીજા ઘરડા માણસને આપી. તેણે કહ્યું, લે હવે તને પૈસા આપ્યા. ઘરડા માણસે કહ્યું, નામદાર, આમ કેમ. શું તમે એમ ધારો છો કે આ નેતરની કીંમત સોનાના દશ સિક્કાની છે. ન્યાયાધીશે કહ્યું. બેલાશક, અને તે નેતર ભાંગી નાંખવાનો હુકમ કર્યો. જ્યારે આમ કરવામાં આવ્યું ત્યારે સોનાના દશ સિક્કા બહાર નીકળી આવ્યા. પછી કોરટમાંના સઘળા લોકો અચંબો પામ્યા, અને એવું વિચારવા મંડયા કે આપણા ન્યાયાધિશ તદન બેવકુફ નથી. સોનાના સિક્કા તે નેતરમાં સંતાડવામાં આવ્યા હતા તે તેણે કેવી રીતે શોધી કાઢયું તે તેઓ સમજી શક્યા નહિ. શું તમે એમ ધારો કે તે જાદુથી શોધી કાઢયું અથવા તે માત્ર નસીબદાર અટકળથી હતું ? સેંકોપાંઝાએ જોયું કે જ્યારે દેણદારે જાહેર કર્યું કે મેં બીજા માણસના પોતાના હાથમાં પૈસા પાછા આપ્યા છે ત્યારે તેણે બીજા માણસને તે નેતર આપી હતી, પણ તેમ કર્યા પછી તેણે જલદીથી તે નેતર પાછી લઇ લીધી. આ ઉપરથી સેંકાએ ધાર્યું કે પૈસા નેતરમાં હોવા જોઈએ.

## પાઠ ૩૧ મો.

### ઑડિશિયસનું ઘેર આવવું. ભાગ ૧ લો.

હવે ટ્રાયના ઘેરા પછી દશ વરસ સુધી જ્યારે ઑડિશિયસ રખડતો હતો ત્યારે તેની સ્ત્રી પેનીલોપ જાણતી નહોતી કે મારો ધણી જીવતો છે કે મરી ગયો છે, કારણકે આટલા બધા લાંબા વખત સુધી તેને તેની કાંઇ ખબર મળી નહોતી. પડોશના સઘળા લોકો કહેતા કે તે મરી ગયો છે, અને તેમાંના ઘણા પેનીલોપને લગ્નની માંગણી કરનારા હતા. ઑડિશિયસ હજી જીવતો છે એવી આશા રાખીને પેનીલોપે પહેલાં માંગણી કરનારામાંથી કોઇને પરણવાની ના પાડી, પણ આખરે તેણે વચન આપ્યું કે હું અને મારી દાસીઓ જે કપડાંનો કટકો વણીએ છીએ તે હું પૂરો કરી રહું ત્યારે માંગણી કરનારામાંથી એકને ધણી તરીકે પસંદ કરીશ. એમ છતાં બની શકે તેટલા લાંબા વખત સુધી તેણે આ મુલ્તવી રાખવાનું ઇચ્છયું; અને તેથી જે કપડું દીવસના વખતમાં વણ્યું હોય તે દરેક રાત્રે ઉખેળી નાંખતી. તે દરમ્યાન માંગણી કરનારા દરરોજ ઑડિશિયસના મહેલમાં આવતા, જ્યાં તેઓ પોતાને માટે ઉજાણી કરવાને તેનાં ઢોર મારી નાખતા અને તેનો દારૂ પીને તેના ખરચે રહેતા હતા. જ્યારે

પેનીલોપે ઑડિશિયસનો સામન બરબાદ કરતાં અટકાવવાને તેમને વિનંતિ કરી, ત્યારે તેઓએ ઉદ્ધતાઇથી જવાબ આપ્યો, અને તેઓની ઉજાણી અને ઘોંઘાટવાળું ગાયન કરવા લાગ્યા; અને જ્યારે તેના છોકરા ટેલીમેકસે તેમને ઘર છોડીને જવાનો હુકમ કર્યો ત્યારે તેઓએ તેની મશ્કરી કરી અને કહ્યું કે તું ઇથાકાનો રાજા કદી થઈશ નહિ. હવે પેલાસ એથિનિ દેવી ઑડિશિયસ અને તેના આખા ઘર ઉપર ઘણી માયાળુ હતી, તેથી જ્યારે તેણે ઑલિમ્પસ ઉપરથી જોયું કે માંગણી કરનારા ઑડિશિયસનો સામન ખરાબ કરે છે અને થોડા વખતમાં પેનીલોપની સામા થઇ તાબે કરશે. ત્યારે તેણે ઑડિશિયસે ઘેર પાછા આવવું એવી ગોઠવણ કરી. તેણે આ કેવી રીતે કર્યું તે કહેવાથી વાર્તા ઘણી લાંબી થશે પણ ઑડિશિયસને એક રાત્રે ઇથાકાની તેની જન્મ-ભૂમિના ટાપુમાં એક વહાણમાં લાવવામાં આવ્યો. જ્યારે વહાણ કીનારે પહોંચ્યું ત્યારે તે ઉંઘતો હતો; અને ખલાસીઓ તેને રેતીમાં લઈ ગયા અને તેની પાસે તેની સઘળી મિલ્કત સાથે તેને ત્યાં મૂકયો. મળસ્કામાં તે જાગ્યો ઉભો થયો અને પોતાની આસપાસ જોયું; પણ બધું તેને વિચિત્ર લાગ્યું; અને તેણે વિચાર્યું કે હું અજાણ્યા મુલકમાં છું. આનું કારણ એ હતું કે પેલાસ એથિનીએ બધી વસ્તુઓનો આગલો ભાગ છુપાવવાને ધુમસ કરી હતી અને દરેક ચીજને વિચિત્ર દેખાતી કરી હતી. એમ છતાં આખરે ભરવાડના વેષમાં ઑડિશિયસ પાસે તેણે દેખાવ દીધો; અને જયારે તેણે પુછ્યું કે હું કયા દેશમાં આવ્યો છું ત્યારે તેણે જવાબ આપ્યો કે ઇથાકામાં; જે એક દેશ છે જયાં ઘોડાને માટે લાયક ઘણી જમીન નથી પણ જયાં પુષ્કળ સારી અના-જની જમીન અને બકરાં ને બળદને ચરવાને જમીન છે; અને દ્રાક્ષ તેમાં ઉગે છે અને પુષ્કળ વરસાદ આવે છે. પછી તેણે ધુમસ ચઢાવી દીધી અને ઑડિ-શિયસ પોતાની વહાલી જન્મભૂમિ જોઇને ઘણો ખુશી થયો; તેથી તેને ઘુંટણીએ પડયો અને જમીનને ચુંબન કર્યું. પછી તેણે જોયું કે જે મારી પાસે હતી તે ભરવાડ નહોતી; પણ દેવી પેલાસ એથિની પોતે હતી; અને તેઓએ સાથે વાત કરી. એથિનીએ તેને કહ્યું કે તે કેવી રીતે માંગણી કરનારાઓથી તારૂં ઘર મુક્ત કરશે અને તારી સ્ત્રી ને છોકરા સાથે ફરીથી કેવી રીતે ઉપભોગ કરશે; તેણે કહ્યું પણ સૌથી પહેલાં ઘરડા ડુક્કર ચરાવનાર યુમિયસને શોધી કાઢ; જે ડાહ્યો અને નિમકહલાલ છે; તે તારા ઘરમાં શું બન્યું છે તે તને કહેશે. અને તેથી કરીને તું ઓળખાશે નહિ; હું તને એક ઘરડા માણસ જેવો બનાવીશ. તેથી તે પોતાની લાકડીથી અડકી અને તે એક ઘરડા માણસ જેવો થઇ ગયો. તેની

ચામડીને કરચલી વળી ગઇ, તેનાં વાળ ભુરા થયા અને તેની આંખ ઝાંખી થઇ, અને તેના ખૂબસુરત લુગડાં બદલાઇને મેલાં ચીંથરાં થઈ ગયાં.

---

## પાઠ ૩૨ મો.

### તેઓનું શું થયું?

તે એક ઉંદર હતો, તે એક ઉંદરડી હતી, અને નીચે ઓરડામાં તેઓ રહેતાં, અને બંને એક ડાકણની બિલાડી જેવાં કાળાં હતાં, અને તેઓ એક બીજાને સારી રીતે ચાહતાં. તેને એક પૂંછડી હથી, અને તેને (ઉંદરડીને) પૂંછડી હતી, બંને લાંબાં, વાંકાં અને સુંદર હતાં; અને દરેકે કહ્યું, દુનિયામાં મારી પૂંછડી સિવાય તમારી પુંછડી સૌથી સારી છે. તેણે પનીર સુંઘ્યું અને તેણે (ઉંદરડીએ) પનીર સુંઘ્યું, અને બંનેએ સારૂં છે એમ જાહેર કર્યું, અને બંનેએ ટીકા કરી કે આપણા દરરોજના ખોરાકની સુંદરતામાં ઘણો હમેશ કરશે. તેથી તેણે બહાર જવાની હિંમત કરી અને તેણે (ઉંદરડીએ) હિંમત કરી, મેં તેમને દુઃખથી જતાં જોયાં; પણ તેઓનું શું થયું તે હું કદી કહી શકતો નથી, કેમકે તેઓ ફરીથી પાછાં આવ્યાં નહિ.

---

## પાઠ ૩૩મો.

### ઓડિશિયસનું ઘેર આવવું, ભાગ ૨ જો.

એ પ્રમાણે ઍાડિશિયસ યુમિયસને ઘેર ગયો, જેને તેણે પોતાને માટે જોડાની એક જોડ બનાવતો બહાર બેઠેલો જોયો. હજુ તેની પાસે સેંકડો ડુક્કર હતા, અગરજો માંગણી કરનારાઓ ઘણાને મારીને ખાઇ ગયા હતા; અને તે વખતે પણ એક ચાકર તેમને માટે એક જાડું ડુક્કર લઇને શહેરમાં ગયો હતો. ડુક્કર ચરાવનારના ઝનુની કુતરાએ જેવો ઍાડિશિયસને જોયો કે તરતજ ભસતા નાશી ગયા, પણ યુમિયસ દોડી આવ્યો અને પત્થર મારીને તેને હાંકી કાઢયા. અલબત, તેણે ઍાડિશિયસને ઓળખ્યો નહોતો, . પણ વિચાર્યું કે એ એક ગરીબ ઘરડો માણસ છે; પણ તેને ઘરમાં લઈ ગયો અને માયાળુ રીતે તેની બરદાસ કરી અને તેની આગળ ખોરાક મૂકયો. જ્યારે ઍાડિશિયસે તે ખાધો ત્યારે યુમિયસે પોતાનો શેઠ રાજા જે બેલાશક મરી ગયો છે તેની વાત કરવા માંડી; અને તેણે કહ્યું કે તે કેટલો બધો પૈસાદાર હતો અને તેના કબજામાં કેટલાં બધાં ઢાર, બકરાં અને ડુક્કર હતાં

અને કેવી રીતે ઘાતકી માંગણી કરનારા તેની દોલત ગુમાવતા હતા. ઑડિશિયસે પૂછયું કે તે મોટો માણસ કોણ હતો અને જયારે તેણે પોતાનું નામ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું, ઑડિશિયસ જીવતો છે અને ખચ્ચિત પાછો આવશે. એક મહિનામાં તે પોતાના દેશમાં હશે, અને જે માણસો તેની દોલતનો ગેરઉપયોગ કરે છે અને તેની સ્ત્રી અને છોકરાને શરમ લગાડે છે તેના પર વેર લેશે બીજે દહાડે સહવારે ટલીમેકસ નિમકહલાલ યુમિયમની મુલાકાત લેવા આવ્યો અને તેની પાસે એક અજાણ્યા માણસને જોઇને આશ્ચર્ય પામ્યો. તેણે તે ગરીબ ઘરડા માણસને પોતાને ઘેર લઈ જવાને ઇચ્છયું. પણ તેને ધાસ્તી લાગી કે માંગણી કરનારા તેના ઉપર ખરાબ વર્તણુક ચલાવશે. જ્યારે તેઓ આ બાબત વિષે વાત કરતા હતા ત્યારે એથિનિ દરવાજામાં આવી; પણ દેવતાઓ તો જેઓને નજરે પડવા ચાહે છે તેઓનીજ નજરે પડે છે, તેથી માત્ર ઑડિશિયસે તેને જોઇ. એમ છતાં કુતરાઓએ તેને જોઈ પણ તેઓ ભસ્યા નહિ. પણ ધાસ્તીથી બુમ પાડતા નાશી ગયા. ઑડિશિયસ દેવી પાસે ગયો અને તેણે કહ્યું, કે તારે ટલીમેકસને દરેક વાત કહેવી. તે તેને ફરીથી પોતાની લાકડી વડે અડકી અને તે એકવાર ફરીથી નવાં સ્વચ્છ કપડાં પહેરેલો ભર જુવાનીમાં એક ખૂબસુરત માણસ થઇ ગયો. ટલીમેકસે જયારે તેને જોયો ત્યારે ચકિત થયો અને તેને એક દેવ ધાર્યો. ઑડિશિયસને પોતાના છોકરાને સમજાવવાની ઘણી મુશ્કેલી પડી કે હું તારો ખરેખરો બાપ છું: પણ આખરે ટલીમેકસને ખાતરી થઇ અને જયાં સુધી સૂર્યાસ્ત થયો ત્યાં સુધી વારાફરતી વિલાપ કરતા અને ખુશી થતા તેઓ બેઠા. આખરે ઑડિશિયસે પુછયું, માંગણી કરનારાઓ કેટલા છે? અને ટલીમેકસે કહ્યું કે તે અને તેના ચાકરો મળીને એકસો સત્તર માણસ કરતાં ઓછા નથી. ઑડિશિયસે કહ્યું; પેલાસ એથિનિની મદદથી આના જેવી આટલી મોટી સંખ્યાવાળા માણસોને પણ આપણે જીતીશું; તેણે વળી ટલીમેકસને કહ્યું કે એક ઘરડા માણસના વેશમાં હું મહેલમાં આવીશ અને જો વળી તે માંગણી કરનારા મારી સાથે ગેર વર્તણુક ચલાવશે તોપણ ટલીમેકસે પોતાની મનને કાબુ રાખવો; અને મને બચાવવાને પ્રયત્ન કરવો નહિ. તેણે ઉમેરીને કહ્યું; મારા ઘરના ઓરડામાંથી સઘળાં હથિયારો બહાર લઇ લેજે; અને જો માંગણી કરનારા પુછે કે તું આ કેમ કરે છે ત્યારે કહેજે કે ધુમાડા અને ધુળથી ગંદા થઇ ગયાં છે અને હું તેને સાફ કરાવવા ઇચ્છુ છું. તો પણ કોઇ અનુકૂળ પડતી જગ્યાએ આપણે દરેકને માટે એક તરવાર; એક ભાલો

અને એક ઢાલ મૂકજે. તે રાત્રે પેલાસ એથિનિ ફરીથી આવી અને ઓડિશિયસને લાકડીથી અડકી જેથી તે એક ઘરડા ભિખારી જેવો એકવાર ફરીથી થઈ ગયો.

---

## પાઠ ૩૪ મો.

### ઑડિશિયસનું ઘેર આવવું. ભાગ ૩જો.

બીજે દિવસે સાંજને વખતે હજી સુધી એક ઘરડા ભિખારીના વેષમાં ઓડિશિયસે યુમિયસને મહેલમાં તેને લઇ જવાને પૂછયું. જ્યારે તેઓ બારણા પાસે આવ્યા ત્યારે તેઓએ ઓડિશિયસનો ઘરડો કુતરો આરગસ જે વીશ વરસ પહેલાં તેનો માનિતો સાથી હતો તેને બહાર લાંબો થઇને પડેલો જોયો. ઘરડા કુતરાએ પોતાના શેઠને ઓળખ્યો, અને પોતાના કાન પાછળ કર્યાં, અને નબળાઇથી પોતાની પૂંછડી હલાવી, પણ ઓડિશિયસે તેની સાથે વાત કરવાની હિંમત કરી નહિ અને ઘરમાં ચાલ્યો ગયો. ટેલીમેકસ તેને મળ્યો અને તેને એક બેઠક આપી અને તેને માટે રોટલી ને માંસ મોકલ્યું અને માંગણી કરનારાઓમાં આમતેમ જઇને તેમની પાસે ભીખ માંગવાનું કહ્યું, કારણકે દરેક માણસે ધાર્યું કે તે એક ભિખારી છે કેટલાક માંગણી કરનારાએ તેને આપ્યું પણ તેઓનો સરદાર એન્ટીનસ તેને શહેર બહાર કાઢી મુકવા ઈચ્છતો હતો, એવું કહીને કે એ કોણ છે તે કોઈ જાણતું નથી અને ભિખારીઓ ભોજનના બરબાદ કરનારા અને લુંટારા છે. અને જ્યારે આખરે ઓડિશિયસ તેની પાસે ભીખ માંગતો આવ્યો ત્યારે તેણે ઘરડા ભિખારીને એક સ્ટુલથી માર્યો. ઓડિશિયસ મકકમ ઉભો રહ્યો, અને પોતાના મનને કાબુમાં રાખી બારણા પાસે પોતાની જગ્યાએ ગયો. તેઓ વાળુ કરી રહ્યા પછી સઘળા માંગણી કરનારાઓ ઘેર ગયા. પછી ઓડિશિયસ અને ટેલીમેકસે ઘરમાં બધાં હથિયારો એકઠાં કર્યાં અને એક ઓરડામાં તેને મૂકવાને તે બંધ કર્યો. પેનીલોપે ઘરમાંના અજાણ્યા વિષે સાંભળ્યું હતું અને જ્યારે માંગણી કરનારા જતા રહયા ત્યારે તે પોતાના ઓરડામાંથી આવી અને ઓડિશિયસ સાથે ઘણી વાત કરી જેને તેણે કહ્યું કે હું તારા ધણીને ઓળખું છું અને તે હજી જીવતો છે અને તરત આવશે. ત્યાર પછી પેનીલોપે તે ગંદો અને ચીંથરે હાલ હતો તેથી તેની જુની દાસીને બોલાવી અને તેને માટે નહાવાનું પાણી તેયાર કરી તેના પગ ધોવા કહ્યું. તેટલા માટે તે ઘરડી દાસી ગરમ પાણીથી ભરેલું એક પિત્તળનું વાસણ લાવી અને તેના પગ ધોયા. પણ આમ કરતાં જે ઘા તેણે શિકાર કરતાં એક જંગલી ડુકકરે તેને લાંબા વખત

ઉપર કર્યો હતો તેનો ઉઝરડો તેણે જોયો, અને જ્યારે તેણે જાણ્યું કે એ મારૂં ધવડાવેલું બાળક અને મારો શેઠ છે. ત્યારે તે એટલી બધી આશ્ચર્ય પામી કે તેણે તેનો પગ વાસણમાં પડવા દીધો અને તેને ઉંધું વાળ્યું. પણ ઓડિશિયસે તેને ગરદનથી પકડી અને કાંઇપણ ન બોલવાનો હુકમ કર્યો, અને તેણે વચન આપ્યું કે તમે કોણ છો તે મારી પાસેથી કોઇપણ જાણશે નહિ. આ પછી પેનીલોપે ફરીથી ઑડિશિયસ સાથે વાત કરી અને તેને કહ્યું કે મેં માંગણી કરનારાઓનાં બળ ને ચતુરાઇની અજમાયસ સુચવવાનું અને તેમાં જે માણસ સૌથી સારી રીતે કરી શકે તેની સાથે પરણવાનો ઠરાવ કર્યો છે. તેણે કહ્યું, બાર કુવાડીનાં માથાં જમીનમાં એક સીધી હારમાં સીધાં દાટવામાં આવશે અને દરેક માણસે ઑડિશિયસનું કામઠું વાળવાને અને કુવાડાના માથામાંના હાથાને માટેના બધાં બાકાંમાંથી એક તીર મારવાને પ્રયત્ન કરવો જોઇશે. ઑડિશિયસ કબૂલ થયો કે તે બાબતનો નિવેડો લાવવાની આ સારી રીત છે. પણ તેણે કહ્યું, તારો ધણી હરીફાઈ માટે વખતસર આવતી કાલે દેખા દેશે.

---

## પાઠ ૩૫ મો.

### ઑટિશિયસનું ઘેર આવવું. ભાગ ૪થો.

બીજે દીવસે એ પ્રમાણે પેનીલોપે માંગણી કરનારાને તે હરીફાઇની સુચના કરી અને તેઓ તે માટે કબૂલ થયા. ટેલીમેકસે બાર કોદાળીનાં માથાં બરાબર એક હારમાં ગોઠવ્યાં, અને માંગણી કરનારા જે ક્રમમાં તેઓએ હરીફાઇ કરવી તે ક્રમમાં પોતાની મેળે ગોઠવાઈ ગયા. પછી ઑડિશિયસનું મોટું કામઠું લાવવામાં આવ્યું અને એક પછી એક માંગણી કરનારાએ તેને વાળવાનો ને દોરી ખેંચવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાંનો કોઈ જોઇએ તેટલો જોરાવર નહોતો. એન્ટીનસે કહ્યું કે વપરાસ ન થવાથી તે અકડ થઈ ગયું છે, અને તેમને ચરબી લાવવાનું અને દેવતા આગળ ગરમ કરવાનું અને કામઠાંને વધારે નરમ કરવાને તેને ચીકણું કરવાને કહ્યું. પણ સઘળું ફોગટ; હજુ સુધી તેને કોઇ વાળી શક્યું નહિ. તે દરમ્યાન ઑડિશિયસ ઘરની બહાર ગયો અને ત્યાં પોતે યુમિયસ ને પોતાના એક ચાકર આગળ જાહેર થયો, અને તેઓ ખુશી થયા અને ખુશીથી માંગણી કરનારાઓને મારી નાંખવામાં મદદ કરવાને વચન આપ્યું. તે પાછો ઘરમાં ગયો અને કામઠાંની દોરી ચઢાવવા દેવાને પૂછ્યું. એન્ટીનસે અને બીજા માંગણી કરનારાએ તેની મશ્કરી કરી, પણ ટેલી-મેકસે કહ્યું, કે ઘરમાં હુકમ આપે એવો માણસ હું એકલોજ છું, અને યુમિ-

અસને કામઠું અને તીરથી ભરેલું ભાથું ઑડિશિયસને આપવાનું કહ્યું. તેણે કામઠું લીધું અને સંભાળ ભરેલી રીતે તે તપાસ્યું, કે રખેને આટલા લાંબા વખત સુધી વપરાસમાં નહિ આવવાથી કીડાથી ખવાઈ ગયલું હોય. જ્યારે માંગણી કરનારાએ આમ કરતાં તેને જોયો ત્યારે તેઓએ તેની ફરીથી મશ્કરી કરી, એવું કહીને કે આ ખચ્ચિત કોઇ કામઠાં ચોરનાર છે, અથવા તેની પાસે પોતાને ઘેર આંના જેવું એક હશે, અથવા આના જેવું એક બનાવવાને ઈચ્છે છે. પણ ઑડિશિયસને માલમ પડયું કે કામઠું બરાબર છે, અને તેણે તે વાળ્યું અને જેટલી સહેલાઇથી સારંગી વગાડનાર પોતાની સારંગી પર નવી દોરી ચઢાવે તેટલી સહેલાઈથી તેણે તેના પર દોરી ચઢાવી અને તેણે દોરી ઉપર એક તીર ગોઠવ્યું અને ફેકયું, અને તીર સઘળી કુવાડીના માથામાંનાં સઘળાં છિદ્રમાંથી ચાલ્યું ગયું અને ઘરના બારણામાંથી આઘું ચાલ્યું ગયું. પછી તેણે પોતાનાં ફાટાં લૂગડાં ફેંકી દીધાં ને એક હાથમાં કામઠું ને બીજામાં ભાથું લઇને ઉમરા ઉપર કુદી પડયા, અને ટેલીમેકસ ભાલો અને તરવાર લઇને તેની પાસે ઉભો. પછી ઑડિશિયસે ભાથામાંથી બધાં તીર બહાર કાઢયાં અને કામઠામાં બીજું ગોઠવીને કહ્યું, એક હરીફાઇ પૂરી થઈ છે, પણ હવે બીજી નેમ જે કોઇ માણસે હજી સુધી મારી નથી તેવી બીજી નેમ મારવાનો હું પ્રયત્ન કરીશ. એવું કહીને તેણે એન્ટીનસને ગરદનમાં આરપાર માર્યું જેથી કરીને ટબલ, માંસ અને દારૂ જે તેના પર મૂકયાં હતાં તેને ઉંધાં વાળતો નીચે પડયો. માંગણી કરનારા ચોંકી ઉઠયા, અને હથિયાર માટે દોડયા પણ તે સઘળાં ત્યાંથી લઇ લેવામાં આવ્યાં હતાં. તેઓએ ઘરમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો, પણ યુમિઅસે સઘળાં બારણાંને તાળાં દીધાં હતાં; અને ઑડિશિયસે કહ્યું, અરે કુતરા, તમે ધાર્યું કે હું ટ્રોજન લડાઈમાંથી પાછો આવીશ નહિ અને તમે મારી મિલ્કતને બરબાદ કરી છે અને દેવ અથવા માણસના વેરથી ન બીહતાં મારી સ્ત્રી સાથે પ્યાર કર્યો; પણ હવે ખચ્ચિત તમે મરી જશોજ. પછી માંગણી કરનારા ઑડિશિયસ, ટેલીમેકસ અને તેના બે નિમકહલાલ ચાકર વચ્ચે ભયંકર લડાઇ થઈ. જ્યારે ઑડિશિયસે માંગણી કરનારાને પોતાના તીર વતી દૂર રાખ્યા ત્યારે ટેલીમેકસ પોતાના બાપ ને પોતાને માટે અને બે ચાકર માટે લશ્કરી ટોપી, ઢાલ અને ભાલા લાવ્યો. માંગણી કરનારા પાસે પોતાની તરવાર હતી અને પછીથી જે ઓરડામાં ટેલીમેકસે તે મૂકયાં હતાં ત્યાંથી કેટલાક ભાલા અને ઢાલપણ લાવ્યા. આ હથિયારથી સજ થઇને તેઓએ ઘણી વખત

ઑડિશિયસને ઘાયલ કરવાનો પ્રયત્ન કર્યો. કદાચ જો પેલાસ એથીનીએ તેનું રક્ષણ કર્યું નહિ હોત તો તેઓ ફતેહ પામત. પણ આખરે તેઓ ઘરમાંથી નાશી ગયા, અને ઑડિશિયસ અને તેના મિત્રો તેમની પછવાડે લાગ્યા અને સઘળાને મારી નાંખ્યા. તમે ધારી શકો કે જ્યારે ઑડિશિયસ પેનલોપ આગળ જાહેર થયો ત્યારે તે કેટલી ખુશી થઇ હશે, તોપણ હું પોતેજ છું એમ સમજાવતાં તેને કેટલીક મુશ્કેલી આવી. એમ છતાં તેણે તેને સમજાવી અને તે ઈથાકાનો ફરીથી રાજા થયો અને જ્યારે તે મરી ગયો ત્યારે તેની પછી ટેલીમેકસ રાજા થયો.

---

## પાઠ ૩૬ મો.

### બરફ.

હિંદુસ્તાનમાં ઘણાં માણસો પોતાની આખી જીંદગાનીમાં કદી બરફ જોતા નથી. જ્યારે દેશ બરફથી ઢંકાયલો હોય છે ત્યારે તે કોના જેવો દેખાય છે તેની કલ્પના કરવાને તેઓએ પ્રયત્ન કરવો જોઇએ. પહેલાં બરફ ઘણું સફેદ છે, કાગળ કે પક્ષીનાં પિંછાં કે સૌથી ધોળાં ફૂલો કરતાં વધારે ધોળું છે. બીજી રીતમાં તે ઘણાં નરમ પિંછાં માફક નરમ હોય છે. ત્રીજી રીતે તે દરેક ઠેકાણે પડે છે. તે બધી જમીન ઢાંકી દે છે, જેથી કરીને તમે ભાગ્યેજ કહી શકો કે માર્ગો અને રસ્તા કયાં આવેલા છે અને વારંવાર તમે નાના ઝરાને પણ જોઈ શકતા નથી. તે સઘળાં ઘરનાં છાપરાંને ઢાંકી દે છે, અને સઘળાં ઝાડનાં પાતરાં ને ડાળીપર ઘાડો પડે છે. ઠંડા દેશોમાં છોકરાંને બરફ ગમે છે. તેઓ તેના દડા બનાવે છે, અને એક બીજા ઉપર ફેંકે છે, અને તે નરમ છે તેથી કોઇને ઇજા કરતું નથી. કોઇવાર તેઓ નાનો દડો બનાવે છે, અને પછી તેને બરફમાં ગબડાવીને જ્યાં સુધી તે એટલો મોટો થાય કે તેઓ તેને ગબડાવી શકે નહિ ત્યાં સુધી તેને વધારે મોટો કરે છે, તે વધારે મોટો થાય છે કારણકે બરફને જ્યારે દાબવામાં આવે છે ત્યારે તે સાથે વળગી જાય છે અથવા બાઝી જાય છે. જોકે હિંદુસ્તાનમાં ઘણા ખરા ભાગમાં લોકો કદી પણ બરફ બીલકુલ જોતા નથી, તોપણ હિમાલય પહાડ ઉપર પુષ્કળ પડે છે, અને તેને મથાળે આખું વરસ બરફ રહે છે. શિયાળામાં સિમલા જેવી ટેકરી પર આવેલાં મથક ઉપરની જમીન બરફથી ઢંકાયલી રહે છે. અને બરફ વારંવાર સરહદ ઉપરના પ્રાંતમાં પડે છે. બરફ શું છે? આપણે જાણીએ છીએ કે હવા વધારે ઠંડી હોય છે ત્યારે હવામાંની પાણીની વરાળ વરસાદરૂપે

પડે છે. જ્યારે હવા ઘણી ઠંડી હોય છે ત્યારે પાણીની વરાળ ઠરી જાય છે અને બરફનેરૂપે પડે છે. બરફનું શું થાય છે? નીચી જમીન ઉપર શિયાળામાં જે બરફ પડે છે ને જ્યારે હવા વધારે ગરમ થાય છે ત્યારે પીગળે છે, અને આવી રીતે બનેલું પાણી ઝરા અને નદીમાં વહે છે અને એ પ્રમાણે દરિયામાં પડે છે. જે બરફ પર્વતમાં છેક ઉંચે પડે છે તે ત્યાં ઓગળતું નથી. એમ છતાં વારંવાર સીધી ટેકરીપર પડેલું બરફ ટેકરીપરથી નીચે સરી પડે છે. તેનાં પોતાનાં વજનથી એમ થાય છે. કોઇ કોઇવાર બરફના મોટા જથ્થા આ રીતે પર્વત ઉપરથી નીચે સરી પડશે અને પોતાની સાથે ખડક, ઝાડ અને ઘરને પણ ઘસડી જશે અને ઘણાં માણસોનાં મોત નિપજાવશે. આ બરફના ઘસડાઇ આવતા ઢગલા શિયાળાનું કેટલુંક બરફ ખીણોમાં ઘસડી લાવે છે જ્યાં સૂર્યની ગરમી તેને પીગળાવવાને જોઇએ તેવી જોરાવર છે. આવા બરફના ઢગલા આલ્પ્સ અને બીજા ઉંચા પર્વતોમાં ઘણા સાધારણ હોય છે પણ બરફ બધું બરફના ઢગલાના રૂપમાં પર્વત ઉપરથી નીચે આવતું નથી, તેમાંનું ઘણું ખરૂં બરફ નદીના આકારે નીચે આવે છે. બરફ વહે છે અથવા એક નદી બનાવે છે એમ બોલવું અજાયબ જેવું નથી જણાતું? જો તમે થોડા વખત સુધી બરફના દડાને દાબો તો તે ઘણો કઠણ અને સ્વચ્છ થાય છે; તેનું બદલાઇને આઈસ થાય છે. આવી જાતના બરફના દડાને કોઈ ઉપર તમારે કદી ફેંકવો નહિ. શિયાળામાં એક ગામડાના રસ્તા ઉપર ભારે ગાડાથી બનાવેલા રસ્તાપર નજર કરો તો તમે જોશો કે પૈડાંએ બરફને એટલો કઠણ દાબીને બનાવ્યો છે કે તે સ્વચ્છ અને લપસી જાય એવો બને છે. તે બદલાઇને આઈસ થઇ ગયું હોય છે. ઉંચા પર્વતપર બરફના ઢગલાની બાબતમાં એમજ બને છે. આ બરફનું મોટું વજન તેના નીચલા ભાગને દાબીને આઈસ બનાવે છે, અને તેને પર્વતની નીચે અને નીચેની ખીણોમાં ધીમેથી જવાનું દબાણ કરે છે. આ આઇસના ઢગલાને ગ્લેશિયર કહે છે. તે ખરેખર બરફની નદી છે. આપણે તેને ખસતાં જોઇ શકતા નથી તોપણ તે ચાલે છે, અગર જો કોઇ કોઈવાર એક દીવસમાં માત્ર થોડા ઇંચ. કેટલીક બરફની નદીઓ ખીણોમાં છેક દૂર નીચે આવે છે. પણ આખરે સૂર્યની ગરમી બરફને પીગળાવવાને જોઇએ તેટલી જોરાવર હોય છે, અને પછી બરફની નદી બદલાઇને પાણીની નદી બને છે. ઘણી નદીઓ જે હિમાલયમાંથી ઉત્પન્ન થાય છે તે ગ્લેશિયર નદી છે; તેઓનાં મૂળ ગ્લેશિયર હોય છે. યૂરોપની કેટલીક મોટી

નદીઓ જેવી કે હ્યૂઈન અને હ્રોન વળી ગ્લેશિયર નહી છે. ઉત્તર કટીબંધના ઘણા ઠંડા દેશોમાં ગ્લેશિયરને પીગળાવવાને સૂર્ય જોઇએ તેવો જોરાવર કદી હોતો નથી. તેઓ દરિયા સુધી પહોંચે છે ત્યાં સુધી તેઓ ખીણમાં નીચે ઉતરે છે. પછી તેઓ ટેકરી પર અથવા ઉંડાં પાણીમાં હડસેલાય છે, અને બરફના મોટા કટકા ભાંગી જાય છે અને દરિયામાં દૂર તરી જાય છે. આ કટકાને "આઈસબર્ગ" કહે છે જેનો અર્થ બરફના પર્વત થાય છે.

---

## પાઠ ૩૭મો.

### એક ગીત.

હે શિયાળાના પવન તું ફૂંક, ફૂંક,
માણસની નીમકહરામી જેવો તું ઘાતકી નથી.
તારો ડંખ એટલો તીક્ષ્ણ નથી, કારણકે તું દેખાતો નથી.
અગર જો તારો શ્વાસ ખડબચડો હોય.
લીલાં હોલીનાં ઝાડ માટે ગાઓ. હૈહો, હૈહો.
પ્યાર ઘણો ખરો ઢોંગી છે, પણ ખરૂં હેત માત્ર મૂર્ખાઇ છે.
જ્યારે હોળી ? હૈહોઃ
આ જીંદગાની ઘણી આનંદી છે.
હે કડકડતાં આકાશ તું ઠરીજા, ઠરીજા.

આપણા કરેલા ઉપકારો જે માણસ વીસરી જાય ને આપણને જે લાગણી થાય તેનાથી હવાની ઠંડી પણ વધારે લાગતી નથી.

અગર જો તું પાણીને ખભળાવે છે તો પણ નહિ યાદ કરવામાં આવતા મિત્રોની માફક તારો ડંખ એટલો બધો તીક્ષ્ણ નથી. હૈ, હો. લીલાં હોલીને માટે ગાઓ હૈ, હો.

ઘણીખરી મિત્રાચારી ઢોંગી છે. ઘણોખરો પ્યાર માત્ર બેવકુફાઇ છે. ત્યારે તો હૈ, હો, હોલી, આ જીંદગી ઘણીજ આનંદી છે.

---

# પાઠ ૩૮ મો.

## કાબુલ તરફ એક કૂચ.

શિયાળામાં પર્વત ઉપર થઇને એક કૂચનો હેવાલ પહેલા મોગલ બાદશાહ બાબરે પોતે લખેલા જન્મવૃત્તાંત ઉપરથી લીધેલો છે. હવે હમે વિચાર કર્યો કે પર્વત ઉપર થઇને કંદહારને રસ્તે કાબુલ તરફ કૂચ કરવી. બીજો રસ્તો વધારે લાંબો હતો, પણ શિયાળો આવ્યો હતો અને મેં વિચાર કર્યો કે પર્વત ઉપરનો રસ્તો ઘણો મુશ્કેલ પડશે. એમ છતાં કચિમબેગે આગ્રહ કર્યો કે આપણે વધારે ટુંકો રસ્તો લેવો; તેથી હમે ભોમિયા તરીકે સુલતાન પચૈને લઇને પર્વતમાં થઇને નીકળ્યા. હું જાણતો નથી કે એ એમ હતું કે તે એક ઘરડો માણસ હતો અથવા કે તેણે ભૂલ કરી અથવા કે બરફ અસાધારણ રીતે ઉંડું હતું, પણ સુલતાન પેચૈ પોતાનો રસ્તો ભૂલ્યો, અને હમને વધારે વખત સુધી દોરવી શકયો નહિ. કચિમબેગે પર્વતનો રસ્તો લેવાનો આગ્રહ કર્યો હતો તેથી તે અને તેની છોકરી બરફને ભાંગી નાંખતા અને રસ્તો શોધી કાઢવાનો પ્રયત્ન કરતા આગળ ચાલ્યા. એમ છતાં આખરે બરફ એટલું ઘાડું થયું કે રસ્તાની કાંઇ પણ નિશાની જડી શકી નહિ, અને આગળ વધવું અશકય હતું. તેટલા માટે અમે એક જગ્યા જયાં બાળવાને લાકડાં હતાં ત્યાં હમે પાછા ગયા. ત્યાં હમે છાવણી કરી અને એંસી ચુંટી કાઢેલા માણસને એક ગામ શોધી કાઢવાને અને એક ભોમિયો લાવવાને મોકલ્યા. ત્રણચાર દીવસ પછી તેઓ પાછા આવ્યા પણ ભોમિયા વગર. તેટલા માટે ઇશ્વરમાં બધો ભરોસો રાખીને હમે ફરીથી નીકળ્યા. સુલતાન પચૈને જે રસ્તે પોતે અગાઉ ભૂલો પડયો હતો તે શોધી કાઢવાને ફરીથી પ્રયત્ન કરવાને અગાડી મોકલવામાં આવ્યો. કેટલાક દીવસ સુધી હમે માત્ર મોટી મુશ્કેલી છતાં આગળ વધ્યા, એવી મુશ્કેલી કે મારી આખી જીંદગી દરમ્યાન ભાગ્યેજ કદી સહન કરી હશે. લગભગ એક અઠવડિયાં સુધી હમે બરફને ભાંગી નાંખતાં અને માત્ર દરરોજ ઘણે થોડે દૂર આગળ વધતા. જેઓએ બરફને હઠાવ્યું તે મારા બાર જાની મિત્ર કેચિમબેગ અને તેના છોકરા અને થોડા બીજા અમલદાર હતા. આ મહેનતભરેલું કામ કરવાને હમે સઘળા ઘોડાપરથી નીચે ઉતર્યા, વારાફરતી દરેક બીજાની આગળ થોડીવાર ગયા અને બરફને હઠાવ્યું. દરેક પગલે હમે કમર સુધી અને છાતી સુધી પણ ગરક થઇ જતા. થોડાં પગલાં પછી આગલા માણસોને થાકી જવાથી ઉભા રહેવું પડતું અને બીજાને તેની જગ્યા લેવી

પડતી. જ્યારે પંદર કે વીશ માણુસે પોતાના પગથી બરફને ચગદી નાંખ્યું ત્યારે સ્વાર વગરના ઘોડાને તેની ઉપર થઇને પસાર કરતા. તેજ રીતે ઘોડો થોડાં ડગલાં આગળ વધતો અને વારંવાર બરફમાં જીન સુધી ગરક થતો. તે તરત થાકી જતો અને બીજો તેની જગ્યા લેતો. આ રીતે આસરે વીશ માણુસો જેમાંનો હું એક હતો તે બરફને હઠાવતા, જે બરફ ઉપર થઇને ઘોડાઓને પછી લગામ પકડીને લઈ જવામાં આવતા. બાકીના સિપાઇઓ ઘોડા પરથી ઉતર્યા વગર બરફને છુંદતા ધીમે ધીમે જતા. એ વખત હુકમ આપવાનો અને માણુસોને કાંઈપણુ કરવાની જરૂર પાડવાનો નહોતો. એ પ્રમાણે કરવાની હીમત અને જોર જેનામાં હતું તેણે કૂચની મહેનતમાં ભાગ લીધો. આ રીતે આગળ વધીને ત્રણચાર દીવસમાં પર્વતનું શિખર જ્યાં ગુફા હતી તેની પાસેની જગ્યાએ આવી પહોંચ્યા. જે દીવસે હમે ત્યાં આવ્યા તે દીવસે બરફનું એટલું સખત તોફાન હતું કે દરેક માણુસને પોતાની જીંદગાનીની ધાસ્તી લાગી. બરફ ઘણું ઉંડું હતું ને જેમ રસ્તા ઉપર થઇને હમે બરફ હઠાવતા આવ્યા હતા તે એટલો સાંકડો હતો કે હમે માત્ર એક હારમાં આગળ વધી શકયા. થોડા ઘોડા ભાગ્યેજ બીલકુલ ચાલી શકતા. જ્યારે હજી અજવાળું હતું ત્યારે ટુકડીનો આગલો ભાગ તે ગુફા આગળ આવી પહોંચ્યો. એમ છતાં સઘળા આવી પહોંચ્યા તે પહેલાં રાત પડી અને આખરે દરેક માણુસ જ્યાં પોતે હતો ત્યાં ઉભો રહ્યો, અને કેટલાક આખી રાત પોતાના જીન ઉપર બેઠા. ગુફા ઘણી નાની હતી. હું એક રૂંવાના ઝભા સાથે દરવાજામાં ગયો અને બરફમાં નીચો વળીને મેં મારે માટે તેમાં બાકું પાડયું. અગર જો હું મારી છાતી સુધી દટાઇ ગયો તોપણુ હું જમીનને અટકી શકયો નહિ. મારા કેટલાક અમલદારોએ ગુફામાં જવાની મને અરજ કરી પણુ મેં એ પ્રમાણે કર્યું નહિ. મેં કહ્યું, અરે જ્યારે મારાં માણુસો બરફ અને તોફાનમાં ખુલ્લા રહે ત્યારે શું હું એક ગરમ ખૂણામાં આરામ લઇશ. જ્યારે હું સુખચેનથી ઉંઘું ત્યારે શું મારા સિપાઇઓ રૂતુની સામે તરફડીઆં મારશે ? ના, એમ કરવું એવું બતાવે છે કે હું મારા હથિયારબંધ સોબતિઓની કાંઇ દરકાર કરતો નથી. તે જે ભોગવે છે તે હું ભોગવીશ અને તે જે સહન કરે છે તે હું સહન કરીશ. કારણુકે ઈરાની કહેવત છે કે મિત્રો સાથેનું મોત એ એક મિજબાની છે. તેટલા માટે હું મારા ખાડામાં રહ્યો. પ્રાર્થનાને વખતે બરફ એટલું ઘાડું પડયું કે મારી પીઠ, મારૂં માથું અને મારા કાન જે ઝાકળથી ઠરી ગયાં હતાં તેનાપર આઠ ઇંચ જાડું બરફ હતું. આખરે મારા કેટલાક અમલદાર જેણે ગુફા જોઈ

હતી તેણે મોટે અવાજે બૂમ પાડીને કહ્યું, એ ઘણી મોટી છે અને જે સઘળા આપણે છીએ તે બધા સમાશે. જ્યારે મેં આ સાંભળ્યું ત્યારે મેં બરફ ખંખેરી કાઢયું અને બધા સિપાઇઓ જે મારી પછવાડે આવવાને મારી પાસે હતા તેને બોલાવીને તેની અંદર હું ગયો, તે ગુફામાં ચાળીશ પચાશ માણસને માટે જગ્યા હતી. દરેક માણસ પોતાની પાસે જે ખોરાક હતો તે લાવ્યો. આ રીતે હવે ઠંડી, બરફ અને તોફાનની સામે થવાને હમને સહિસલામત, ગરમ ને સગવડવાળો આશ્રમ મળ્યો. બીજે દીવસે તોફાન બંધ થયું અને બરફને હઠાવવાનું અને પર્વત ચઢવાનું જારી રાખતા સહવારના પહોરમાં વહેલા નીકળ્યા. આખરે હમે શિખર ઉપર આવ્યા અને પછી બરાબર નીચેની ખીણમાં ઉતર્યા. તે રાત હજી ઘણી ઠંડી હતી અને ઘણાં માણસો ઝાકળથી અકડાઇ ગયા હતા, કેટલાકના હાથ અને પગ ખરી પડયા. બીજે દીવસે વહેલાં ખીણની તળેટીમાં જવાને નીકળ્યા. હમને રસ્તાની ખબર નહોતી, પણ હમે ઇશ્વર ઉપર અમારો ભરોસો રાખ્યો ને સહિસલામતીમાં સીધામાં સીધા ઢોળાવ નીચે ઉતર્યા. સાંજે અમે ખીણને બીજે છેડે પહોંચ્યા, જ્યાં એક ગામડું હતું અને ત્યાંના લોકોએ હમારી માયાળુ રીતે બરદાશ કરી. તેઓએ પોતાનાં ગરમ ઘર હમને આપી દીધાં, અને હમને પુષ્કળ ચરબીવાળાં ઘેટાં, ઘાસ અને હમારાં પ્રાણી માટે પરાળ ને બાળવાનાં લાકડાં પુષ્કળ આપ્યાં. માત્ર જે લોકોએ હમારી માફક દુઃખ અને ભય જાણ્યાં છે તેણે પુષ્કળ ખાવાનાં સાથે એક ગરમ ઘરમાં એકવાર ફરીથી આવવાની મઝા જાણી છે. તે ગામડાના સૌથી ઘરડા રહેવાશીએ કહ્યું કે હમે કોઈ માણસને આટલા ઉંડાં બરફમાં અથવા તદ્દન શિયાળામાં પણ પર્વત ઓળંગીને આવતો કોઇને જોયો નથી. જો હમારે ઘાડાં બરફથી ખમવું પડયું તો તે વગર હમે કદી ફતેહ પામતે નહિ. ખુલ્લા ખડક ઉપર, ઉભા ઢોળાવ ઉપરથી ઘોડા ને ઉંટ કદી નીચે ઉતરત નહિ.

---

## પાઠ ૩૯મો.

## ઉન્હાળામાં વરસાદ વિષે.

વરસાદ કેવો રળિયામણો છે, પહોળા અને તપતા મોહલ્લામાં, સાંકડી ગલીમાં ધૂળ અને તાપ પછી વરસાદ કેવો રળિઆમણો લાગે છે? જનાવરની ખરીના અવાજ જેવો તે છાપરાંપર કેવો ટપટપ કરે છે? ઉભરાઈ જતી નદીના નળામાંથી બારીના કાચ ઉપર થઇને તે કેવો ધસારાબંધ ઝડપથી અને મોટા

જથ્થામાં કાદવવાળી ભરતી સાથે એક નદીની માફક, વરસાદ એક આવકારદાયક વરસાદ મોરીમાં ગર્જના કરે છે. માંદો માણસ પોતાના ઓરડામાંથી વાંકાંચુંકાં ઝરાઓ તરફ જુએ છે, તેને દરેક નાનાં ખાબોચિયાંનો ઠંડો પવન લાગે છે. તેનું તાવથી તપતું મગજ પાછું શાંત થાય છે અને તે વરસાદને આશિર્વાદ આપે છે. પડોશની નિશાળમાંથી છોકરા પોતાના હમેશનાં ઘોંઘાટ અને ધાંધલ કરતાં વધારે ઘોંઘાટ અને ધાંધલ સાથે આવે છે, અને ભિનાશવાળા મોહલ્લામાં પોતાનાં રમવાનાં વહાણના કાફલા જ્યાં સુધી દગલબાજ ખાબોચિયું પોતાના ગોળ ચકરી ખાતા અને તોફાની મહાસાગરમાં તેઓ તેને ગળી જાય છે ત્યાં સુધી હંકારે છે. ગામડામાં દરેક બાજુએ જ્યાં એક ચિત્તાના પીળાં ને ડાઘાવાળાં ચામડાંની માફક દૂર અને પહોળું મેદાન ફેલાયલું છે, ત્યાં સુકાં ઘાસ અને વધારે સુકાં અનાજ ને વરસાદ કેવો આનંદદાયક છે? ચાસ પાડેલી જમીનમાં વેઠ કરનાર અને ધીરજવાળા બળદ ઉભા રહે છે; પોતાની જોંસરીના ભારવાળું માથું ઉંચકીને પોતાનાં પહોળાં કરેલાં નસકોરાં વડે તેઓ ચૂપચૂપ કલવરની સુગંધીવાળી લહેર અને જે વરાળ સારી રાત પાણી પાયલી અને ધૂમાડો નીકળતી જમીનમાંથી નીકળે છે તે દમમાં લે છે. સખત વેઠ પછી ચાસમાંના આ આરામ માટે તેઓની મોટી અને ચકચકિત આંખો માણસના બોલાયલા શબ્દ કરતાં ઈશ્વરનો વધારે ઉપકાર માનતા દેખાય છે. નજદીકમાં છાંયડાવાળા ઝાડ નીચેથી ખેડુત પોતાનો ઘાસ ચારો અને પોતાનાં અનાજનાં ખેતરો ચાલુ પડતા વરસાદના સંખ્યાબંધ ટપકતાં ટીપાં આગળ જ્યારે તેઓ તેનાં મથાળાં વાળે છે, ત્યારે તેઓ જુએ છે તેમાં તે પોતાની કરકસર અને લાભ જોય છે, તેથી તે કાંઈ પાપ તરીકે ગણતો નથી.

---

## પાઠ ૪૦ મો.

### કાર્શિનો કબજો લેવા વિષે.

તાતર દેશમાં કાર્શિ લેવાને નીચેનો હેવાલ તૈમુરે પોતે લખેલા જન્મ-વૃતાંત ઉપરથી લેવામાં આવ્યો છે. મેં તેજ રાત્રે નદી ઓળંગી અને એક ગામડા આગળ થોભ્યો અને મળસકા પહેલાં બધા મુસાફરો અને ઉતારૂઓને પકડીને કાર્શિનો રસ્તો બંધ કરવાને એક ટૂકડીને આગળ મોકલી. તે દીવસે એક આવજા વગરની જગ્યાએ થોભ્યો. જયારે રાત પડી ત્યારે હમે પાછા સ્વાર થયા અને એક શહેર જયાં કેટલાક દુશ્મન હતા ત્યાં આવ્યા. આ સઘળાને

અમે પકડયા અને કેદ કીધા. આ સઘળા ઉતારૂને રોકી રાખવાને મેં લશ્કર મોકલ્યાં મેં આગળ જવાની ઇચ્છા કરી પણ મારો એક અમલદાર આવ્યો અને મારી આગળ ઘૂંટણીએ પડીને નીચે પ્રમાણે બોલ્યો. આપણે એટલે દૂર અને એટલી ઝડપથી કૂચ કરી છે કે આપણા લડવૈયામાંના ઘણા પાછળ પડી ગયા છે. તેમને આવી પહોંચવાને વખત આપવા આપ નામદાર જરા થોભો તો ઘણું સારૂં. જે આપણે માથે લીધું છે તે ઘણું અગત્યનું છે. આપણે અધીરા થવું નહિ, રખેને આપણે નિષ્ફળ થવાની ધાસ્તીમાં આવી પડશું. હું કબુલ થયો કે આપણે રાહ જોવી એ સારૂં છે, અને પછી મને એવું સુઝયું કે જ્યારે આપણે રાહ જોઇએ છીએ ત્યારે રસ્તા પરના ઝાડમાંથી નિસરણી બનાવવામાં આપણે વખતનો ઉપયોગ કરવો જોઈએ. તેટલા માટે અમે કેટલાંક દોરડાં બનાવ્યાં અને નિસરણીઓ બનાવવાનું શરૂ કર્યું. જ્યારે સિપાઇઓ નિસરણીનું કામ કરતા હતા ત્યારે મને એવું સુઝયું કે હું જાતે જાઉં અને કિલ્લાની હાલત તપાસું. તેટલા માટે માત્ર ચાળીસ માણસો લઇને ગયો, અને રાત્રે કોશિં પાસે આવી પહોંચ્યો. એવું બન્યું કે રાત ઘણી અંધારી હતી, પણ જેવો હું દીવાલને ઝાંખી રીતે જોઇ શકયો કે તરતજ મેં માણસને થોભવાનો હુકમ આપ્યો, અને મારી સાથે એક માણસ જે મારા ઘરમાં જન્મ્યો હતો તેનેજ લઇને ખાડીના કિનારા ઉપર ગયો. ખાઈ પાણીથી ભરેલી હતી અને તેને કેટલાક છેટાં સુધી તપાસીને આખરે મને તેની આરપાર એક પાટિયું જડયું. તેટલા માટે હું ઘોડા પરથી નીચે ઉતર્યો અને મારા માણસને ઘોડો આપ્યો. પછી મેં મારી તરવાર કમરે બાંધી અને પાટિયું ઓળંગી ગયો. જ્યાં સુધી હું દરવાજા પાસે આવ્યો ત્યાં સુધી દીવાલની બરાબર નીચે ખાડીની બીજી બાજુએ હું ચાલ્યો. બારણાનું કડું ઠોકયું, પણ કોઇએ જવાબ દીધો નહિ. તેથી મને ખાતરી થઇ કે ચોકીવાળા ઉંઘી ગયા છે. હું પછી દીવાલની આસપાસ ફર્યો અને તેને સંભાળપૂર્વક તપાસી. થોડા વખત પછી મને એક જગ્યા જ્યાં થોડુંક ભાંગી ગયું હતું તે જડી. તેટલા માટે જે રસ્તેથી હું આવ્યો હતો તે રસ્તે ઘણી શાંત રીતે પાછો આવ્યો અને ફરીથી મારો ઘોડો લઇને તેના પર ચઢી બેઠો. આના પછી તરતજ મારાં માણસો નિસરણી લઇને આવી પહોંચ્યાં. મેં જે કર્યું હતું તે દરેકને મેં કહ્યું, અને જ્યારે તેઓએ સાંભળ્યું કે મેં એકલાએ કિલ્લો તપાસ્યો હતો ત્યારે તેઓ અગાઉના કરતાં દશગણા હિંમતવાન બન્યા, તેઓ મારી હિંમતથી અજાયબ થયા. કેટલાકે મારી ઉદ્ધતાઇ માટે મને ઠપકો આપ્યો પણ બીજાએ શાંતપણા

માટે વખાણ કર્યાં. હવે પછી ફતેહ માટે પ્રાર્થના કરી અને આગળ ચાલ્યા; ઘોડાની સંભાળ લેવાને હું ચાળીસ માણસ મુકી ગયો અને ત્રણસેંતેર નાગી તરવાર સાથે પગે ચાલતાં માણસોને લઇને જ્યાં સુધી હમે ખાઇ આગળ પહોંચ્યા ત્યાંસુધી હું આગળ વધ્યો. અત્રે હું પણ ઘોડા પરથી નીચે ઉતર્યો અને અક્કકની હાર.. પાટિયું ઓળંગી ગયા અને ખાઇના બીજા કિનારા પર સહીસલામત પહોંચ્યા. પછી હું મારા યોદ્ધાને દિવાલના ભાંગેલા ભાગ આગળ લઇ ગયો જ્યાં તેઓએ સંભાળથી નિસરણીઓ ગોઠવી. મેં તેને ચઢવાનો હુકમ કર્યો. અને જ્યારે તેમાંના ચાળીસ ચઢી ગયા ત્યારે હું પણ નિસરણીએ ચઢયો અને એક મિનારાનો કબજો મેં લીધો આ પછી મારાં સઘળાં માણસો દિવાલ પર ચઢયાં અને આ બધા વખત દરમ્યાન દુશ્મનનું કોઈ માણસ જાગ્યું નહિ. મેં પછી એક ટોળીને જઇને દરવાજો લેવાને હુકમ કર્યો. જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે તેઓને ચોકીદારો ઉંઘતા માલમ પડયા, અને તેમાંના ઘણાખરાને બાંધ્યા પણ થોડા જેણે થોડો અટકાવ કર્યો તેને નાંખ્યા. મારાં માણસોએ પછી દરવાજો ભાંગીને ઉઘાડયો અને જ્યારે કારિ રહેવાશીએ અવાજ સાંભળ્યો ત્યારે તેઓ ધ્રુજવા મંડયા. પછી મેં રણશિંગ વગાડવાનો હુકમ કર્યો, અને જયારે રહેવાશીઓએ રણશિંગડાંનો અવા. સાંભળ્યો ત્યારે મોટી ધાસ્તીમાં પોતાના ઘરના ચપટા છાપરાંપર ચઢી ગય સહેરનો હાકેમ પોતાનાં કેટલાંક માણસોને લઇને પોતાનાં ઘરનાં છાપરાંપ ચઢી ગયો અને લડવા મંડયો. એમ છતાં જયારે મળસકું થયું ત્યારે તેણે માર લશ્કર જોયાં ત્યારે બે માળના ઘરમાં ચાલ્યો ગયો ને બારી બારણાં બંધ કરી દીધાં. મારાં લશ્કરે ઘરને ઘેરો ઘાલ્યો અને તેમાં બળતાં નાખ્યાં, અને હાકેમના કુટુંબે દયાને માટે બૂમ પાડી જે તેને આપવામાં આવી. જયારે હાકેમ જે ઘણો જુવાન હતો તે મારી આગળ આવ્યો ત્યારે તેની હિંમતને માટે મેં તેનાં વખાણ કર્યાં, અને તેને મારો છોકરો કહીને બોલાવ્યો. પછી સિપાઇઓ અને શહેરીઓ બંને આવ્યા અને દયાને માટે વિનંતી કરી. મેં તેમને તે આપી, અને પછી કિલ્લામાં દરેક વસ્તુ નિયમમાં રાખવા અને સઘળાં તીર કામઠાં ભાથાં અને તરવારો જેમાંનાં સઘળાં મારાં લશ્કરોમાં વહેંચી આપ્યાં. તે એકઠાં કરવાનો મેં તેમને હુકમ કર્યો.

## સમાપ્ત.

Printed by Vajeram Mansingh at the Surat City P. Press, Sur
and Published by Balubhai Karsondas of Messrs Karsondas
Narandas & Sons, Nanavat, Surat.